યજ્ઞદત્ત તથૈવ:—હું જા છું કે, નિધિ-સાંસારિક સુખ અ-
ધ્યેનં વેદ તિર અનિત્ય છે. કારણકે તે ધ્રુવ, અધ્રુવ-
આચાર્યું અધિકારીપણું વડે પ્ર થઈ શકતું નથી. નિત્ય અ-
નિ સાધનવડે પ્રાપ્ય નથી, એમ
જાણવાથી પશ્વાદિરૂપ નિત્ય દ્રવ્યવડે સ્વર્ગના સાધન-
ભૂત અગ્નિ સંપાદન છે. હે નચિકેત! આ કર્મને
લીધે મેં લાંબા સમય સુધી રહે એવું યમનું પદ મેળવ્યું
છે, (પણ મોક્ષપદ હે). ૧૦

ટીકા.—અનિત્ય એ કર્મનું ફળ અનિત્ય છે. સ્વર્ગના સાધનભૂત અગ્નિવડે અનિત્ય સુખની પ્રાપ્તિ થાય છે, પણ મોક્ષસુખની પ્રાપ્તિ થતી નથી. ૧૦

कामस्याप्तिञ्जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम् ।
स्तोमं महदुरुगायम्प्रतिष्ठान्दृष्ट्वा धृत्या धीरो नाचिकेतोऽत्यस्राक्षीः॥ ११

નચિકેતામાં ધૈર્યની અધિકતા.

શબ્દાર્થઃ—હે નચિકેતા! અગર જો કે તેં યજ્ઞનું ફળ જોયું છે, જે પ્રજાપતિના શાશ્વત સ્થાનરૂપ છે, જેમાં સર્વ કામનાઓ પૂર્ણતાને પામે છે, જે જગતની પ્રતિષ્ઠારૂપ છે, જ્યાં સર્વ ભયનો અંત છે, જે પ્રશસ્ય છે, મહાન્ છે, સર્વ શાસ્ત્રવડે પૂર્ણતાથી કથન કરવા યોગ્ય છે તથા જે (આત્માની) નિરતિશય સ્થિતિરૂપ છે, છતાં દૃઢતાવડે ધીર એવા તેં તેનો, હે નચિકેતા! ત્યાગ કર્યો છે. ૧૧

ટીકાઃ—હે નચિકેતા! વિસ્તીર્ણ તથા આત્માની સ્થિતિ જોઈ, જેમાં સર્વ કામનાઓ સમાપ્ત થાય છે એવા ભોગની પ્રાપ્તિરૂપ, સર્વરૂપ હોવાથી અધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક જગતના આશ્રયરૂપ, યજ્ઞના ફલરૂપ અર્થાત્ હિરણ્યગર્ભના પદરૂપ અણિમાદિક ઐશ્વર્યથી લઈ અનેક ગુણ સહિત સંસારના ભોગ સમૂહને ચાહનારો તું બુદ્ધિમાન્ પરબ્રહ્મનો ત્યાગ કરે છે. ૧૧

तन्दुर्दर्शङ्गूढमनुप्रविष्टं गुहाहितङ्गह्वरेष्ठम्पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ १२ ।

શબ્દાર્થઃ—જે આત્મા જોઈ શકવાને દુર્લભ છે, જે ગૂઢ તથા સર્વ કાર્યમાં રહેલ છે, જે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, શ્રમ ઉત્પન્ન કરનાર કાર્યકારણ રૂપ અનર્થમાં રહેલ પુરાણરૂપે-અનંતરૂપે છે, તેનો આત્મામાં ચિત્તના ...ધાનની પ્રાપ્તિવડે અર્થાત્ નિદિધ્યાસનવડે સાક્ષાત્કાર કરી ધીર પુરુષ હર્ષ તથા શોકનો ત્યાગ કરે છે. ૧૨

આત્માનું સ્વરૂપ.

ટીકાઃ—અધ્યાત્મયોગ-મનને બાહ્ય વિષયોમાંથી દૂર કરી બુદ્ધિને આત્મામાં પરોવવી તે.

एतच्छ्रुत्वा सम्परिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयꣳ हि लब्ध्वा विवृतꣳ सद्म नचिकेतसम्मन्ये ॥ १३

શબ્દાર્થઃ—જે મર્ત્ય આ આત્મતત્ત્વને શ્રવણ કરી મનન કરી તથા નિદિધ્યાસન કરી ધર્મયુક્ત તથા સૂક્ષ્મ એવા આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે આનંદસ્વરૂપ આત્માને મેળવી કૃતકૃત્ય થાય છે. આ બ્રહ્માત્મક ગૃહને તને નચિકેતાને કોઈ પણ રીતના પ્રતિબંધથી રહિત (પ્રવેશ કરવા યોગ્ય) હું માનું છું. ૧૩

આનંદપ્રાપ્તિનું સાધન.

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

શબ્દાર્થઃ—વળી ( નચિકેતા કહે છે ) ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્યો તેમ જ કારણોથી ભિન્નરૂપે તેમ જ ભૂત તથા ભવિષ્યથી ભિન્નરૂપે જેને આપ જુવો છો, તે આત્મતત્ત્વ મને કહો. ૧૪

सर्व्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्व्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्य्यञ्चरन्ति तत्ते पदꣳसङ्ग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ १५

શબ્દાર્થઃ—યમ કહે છેઃ—સર્વ વેદો જે પદનું અર્થાત્ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે,

બ્રહ્મપ્રાપ્તિનું સાધન. સર્વ કર્મો જે પરબ્રહ્મને ચિત્તશુદ્ધિદ્વારા મેળવાવે છે, જે બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ બ્રહ્મચર્ય પાળે છે, તે પરબ્રહ્માત્મક પદને હું સંક્ષેપે કરી કહું છું. આ શબ્દબ્રહ્મ ૐકાર છે. ૧૫

एतद्ध्येवाक्षरम्ब्रह्म एतद्ध्येवाक्षरम्परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्यतत् ॥ १६ ॥

શબ્દાર્થઃ—આ અક્ષરબ્રહ્મરૂપ છે. આ અક્ષર પરરૂપ છે. આ અક્ષરને જે કોઈ જાણે છે
પ્રણવોપાસનાનું ફળ તે જે જે કામના કરે છે, તેને તે પ્રાપ્ત થાય છે. ૧૬

ટીકાઃ—બ્રહ્મ -નિકૃષ્ટ બ્રહ્મ. પરબ્રહ્મઃ-શ્રેષ્ઠ બ્રહ્મ અર્થાત્ પોતાના મૂળ સ્વરૂપવાળું બ્રહ્મ. કામનાઃ-કાંતો ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ ગમે તે બ્રહ્મને સંપાદન કરે છે. ૧૬

एतदालम्बनꣳ श्रेष्ठमेतदालम्बनम्परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥

શબ્દાર્થ—આ ૐકારરૂપ આશ્રય શ્રેષ્ઠ છે, આ આશ્રય સર્વોત્કૃષ્ટ છે. આ ઉપાયને જે કોઈ જાણે છે, તે બ્રહ્મલોકમાં પૂજાય છે. ૧૭

ટીકાઃ—બ્રહ્મનો વિષય જેવી રીતે *ઉત્કૃષ્ટ હોય વા બ્રહ્મલોક નિકૃષ્ટ હોય, તે પ્રમાણે ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ કહેવામાં આવે છે અર્થાત્ મુક્ત થાય છે. ૧૭

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयम्पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥१८॥

શબ્દાર્થ—આ નિત્યચૈતન્યરૂપ આત્મા કાંઈ જન્મતો નથી, તેમ નાશ પામતો નથી,
આત્માનું સ્વરૂપ. કોઈ કારણમાંથી તે ઉત્પન્ન થતો નથી,

* ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ જે પ્રકારે બ્રહ્મને પૂજવામાં આવે છે, તે રીતના બ્રહ્મલોકવિષે તે જાય છે.

અથવા તેમાંથી કોઈ ઉત્પન્ન થતું નથી. તે અજરૂપ-જન્મરહિત, શાશ્વતરૂપ ત્રણે કાળમાં ટકી રહેનાર તથા પુરાણરૂપ-નાશથી રહિત છે. અગર જો શરીર મરણ પામે છે પણ તે આત્મા નાશ પામતો નથી. ૧૮

ટીકાઃ—આ અઢારમા તથા ઓગણીસમા મંત્રનો ભાવાર્થ ભગવદ્ગીતાના ૧૯ મા તથા ૨૦ મા શ્લોકમાં સમાવેશ થાય છે. તેમાં કહ્યું છે કે य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् । उभौ तौ न विजानितो नायं हन्ति न हन्यते ॥ न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः। अजो नित्यःशाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

અર્થઃ—આત્માને વધ કરનારો માને છે તથા જે આત્માને બીજાથી હણાયલો માને છે તે બન્ને અજ્ઞાની છે. કારણ આત્મા કોઇને મારતો પણ નથી તેમ પોતે કોઇથી હણાતો પણ નથી. આ આત્મા કોઈ દિવસ જન્મતો નથી, તેમ કોઈ દિવસ મરણ પામતો નથી, માટે તે જન્મના તથા મરણના વિકારથી રહિત છે. તેમજ તે જન્મ પામીને અસ્તિત્વ પણ ભોગવતો નથી, પરંતુ પ્રથમથી જ પોતે સદ્રૂપ છે; કારણ કે તે અજન્મા છે. જે જન્મે છે તે જન્મ્યા પછી અસ્તિત્વ ભોગવે છે, પરંતુ જે અજન્મા છે તે બીજી વૃપાતી ભોગવતો નથી. માટે તે સત્તા વિકારથી પણ રહિત છે. નિત્ય રહેનારો છે માટે અપક્ષય નામના વિકારથી પણ રહિત છે. તે સદા એક રૂપ છે માટે વૃદ્ધિના વિકારથી રહિત છે. અને અનાદિકાલથી નવીનજ છે, માટે શરીરનો નાશ થવા છતાં આત્માનો નાશ થતો નથી. વળી શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહેવામાં આવ્યું છે કે, वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् । जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदन्ति नित्यम् ॥ હું તેને અજરરૂપ પુરાણરૂપ, સર્વાત્મારૂપ તથા સર્વત્ર વ્યાપક હોવાથી સર્વમાં રહેલ માનું છું. બ્રહ્મવાદીઓ એને જન્મરહિત તથા નિત્ય કહે છે. ૧૮

हन्ता चेन्मन्यते हन्तु ँ हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नाय ँ हन्ति न हन्यते ॥ १९ ॥

શબ્દાર્થ—જો હંતા એમ ધારે છે કે, હું એને હણીશ તેમ જ હત થયેલ એમ ધારે છે કે, હું હણાયલો છું તો તેમના બેઉ આત્માને સમ્યક્ રીતે જાણતા નથી. તે આત્મા કોઇનો નાશ કરતો નથી તેમ તેનો કોઇ નાશ કરી શકતું નથી. ૧૯

अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितो गुहायाम् ।
तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमात्मनः॥२०॥

શબ્દાર્થ—આત્મા અણુ-સૂક્ષ્મ વસ્તુથી પણ અણુ છે તેમ તે મહાનથી પણ મહાન્ છે. તે પ્રાણીની ગુહા-અંતઃકરણમાં રહેલ છે કામ તથા શોકથી રહિત (પુરુષ) ઇન્દ્રિયોની શાંતતાવડે આત્માના તે મહિમાને જોઇ શકે છે. ૨૦

ટીકા—કારણ કે સમગ્ર જગત તેને આશ્રયી થઇ રહેલ છે, તેથી તે મહાનથી પણ મહાન કહેવાય છે બ્રહ્માથી લઇ જડ વસ્તુ પર્યંત સર્વ જીવ બ્રહ્મમાં રહેલ છે ૨૦

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।
कस्तम्मदामदन्देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥

શબ્દાર્થઃ—તે-આત્મા બેસતો છતા દૂર જાય છે, તે શયન કરવા છતા સર્વત્ર જાય છે ઈશ્વર ( આત્મા ) જે મદરૂપ છતા અમદરૂપ છે, તેને ઓળખવાને મારા સિવાય અન્ય કોણ સમર્થ છે ? ૨૧

ટીકા—આ જ પ્રમાણે વાજસનેયી સંહિતા ઉપનિષદ્વિષે ૫ મા મંત્રમાં આ જ રીતનો ભાવાર્થ છે

મદામદ—કર્મવડે વિશુદ્ધ ગુણો આત્માને લાગવાથી જ્યારે તે જીવરૂપે થાય છે ત્યારે તેને ઓળખવો અઘરો પડે છે છતા પોતે અમદરૂપ અર્થાત્ ગુણોથી રહિત છે

ભાવ એ છે કે, આ આત્મા અચળ છતા દૂર દેશમા ગમન કરે છે, શયન કરતા છતાં સર્વ દેશમા પ્રાપ્ત થાય છે, તેમ વિદ્યા ધનાદિના મદ સહિત છતાં સર્વ મદથી રહિત, છે અર્થાત્ ઉપાધિને

વશ હોવાથી ક્રિયાઆદિ વાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે આત્મા ક્રિયામદાદિકથી રહિત નિરુપાધિક છે. આવી રીતના દુર્વિજ્ઞેય સૂક્ષ્મ આત્માને મારાથી બીજો કોણ જાણવા સમર્થ છે? ૨૧

अशरीर ँ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥

શબ્દાર્થઃ—શરીરોમાં શરીરથી રહિતરૂપે સર્વ ક્ષણિક શરીરોમાં અવસ્થિત-સ્થિરરૂપે, મહાનરૂપે તથા સર્વત્ર વ્યાપકરૂપે આત્માને ધારી વિવેકી અર્થાત્ અધિકારી પુરુષ શોક કરતો નથી. ૨૨

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनू ँ स्वाम्२३

શબ્દાર્થઃ—આત્મા પ્રવચનવડે પ્રાપ્ય નથી, તેમ જ મેધાવડે અથવા ઘણા શાસ્ત્રથી લભ્ય નથી. મુમુક્ષુ જે આત્માની ઉપાસના કરે છે તે અભેદવાન્ પુરુષવડે આત્મા લભ્ય થઈ શકે છે. તેને આત્મા પોતાનું આનંદસ્વરૂપ પ્રકાશ કરે છે. ૨૩

ટીકાઃ—પ્રવચનઃ-વેદની ક્રિયાની સિદ્ધિવડે. મેધાઃ-અધ્યના અર્થના જાણવાવડે. તેનેઃ-અર્થાત્ જે પોતાના આત્માને જાણવાની ઇચ્છા રાખે છે તેને. સાર એ છે કેઃ-આ આત્મા અનેક વેદોનાં પઠન પાઠન આદિથી પ્રાપ્ત થવા યોગ્ય નથી, વેદના અર્થને ધારણ કરવામાં સમર્થ બુદ્ધિવડે તે પ્રાપ્ય નથી, ઉપનિષદરૂપ વેદાંતથી ભિન્ન અન્ય ગ્રંથોના શ્રવણવડે પણ તે પ્રાપ્ય નથી. તેમ જ બ્રહ્મનિષ્ટ ગુરુના ઉપદેશ વિના કેવળ ઉપનિષદના શ્રવણથી પણ તે પ્રાપ્ત થવા યોગ્ય નથી. હવે કેવા પ્રયત્નથી તે પ્રાપ્ત થવા યોગ્ય છે તે કહવામાં આવે છે. જે આત્માના અભેદરૂપે કરી પુરુષ નિસચિંતનરૂપ ભજન કરે છે તે વડે પ્રાપ્ત છે. કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે વિષે કહ્યું છે કે, સાધક પુરુષ પોતાના જે આત્માને ચાહે છે તે ચાહવાવાળા આત્માવડે જ પોતે આત્માને જાણવા યોગ્ય થાય છે. અર્થાત્ નિષ્કામી આત્માને ચાહે છે. તે આત્માવડે આત્માને જાણે છે. આત્મજ્ઞાન જાણવાની કામનાવાળા પુરુષને આત્માના આનંદસ્વરૂપનો અર્થાત્ મૂળ સ્વરૂપનો પ્રકાશ કરે છે. ૨૩

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥

શબ્દાર્થઃ—જે દુષ્કર્મથી વિમુખ થયો નથી, જેણે ઇન્દ્રિયદમન કર્યું નથી, જે (બુદ્ધિમાં એકાગ્ર થયો નથી તથા જેણે પોતાના મન પર કાબૂ મેળવ્યો નથી, તે (સત્ય પરમાત્માને) પ્રાપ્ત થઇ શકતો નથી પણ પ્રજ્ઞાનવડે જ કેવળ સત્યને મેળવી શકાય છે અર્થાત્ આત્મસાક્ષાત્કાર થઇ શકે છે. ૨૪

આત્મપ્રાપ્તિનો ઉપાય.

ટીકાઃ—પ્રજ્ઞાન-બ્રહ્મનું જ્ઞાન ભાવ એ છે કે, હે નચિકેતા! જે પાપકર્મથી રહિત નથી થયો, બાહ્ય ઇન્દ્રિયના રોકવારૂપ દમ, અંતર વિષયવાસનાને રોકવારૂપ શમ તથા સર્વ ચિત્ત વૃત્તિઓના નિરોધ રૂપ સમાધિથી જે રહિત છે તથા મનની શાંતિથી જે રહિત છે તે આત્મસાક્ષાત્કાર કરી શકતો નથી. જે પુરુષ શુદ્ધ ચિત્ત, શમ, દમ, શ્રવણ, મનન અને નિદિધ્યાસનયુક્ત છે, તે પુરુષ આ આત્માને "હું બ્રહ્મસ્વરૂપ આત્મા છું, આવા અભેદરૂપ પ્રજ્ઞાનવડે પ્રાપ્ત થાય છે. ૨૪

यस्य ब्रह्म च क्षत्रञ्च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥ २५ ॥

શબ્દાર્થઃ—જે તમપ્રધાન ઈશ્વરને બ્રાહ્મણ તથા ક્ષત્રિયના લક્ષણવાળું આખું જગત્ ઓદનરૂપે-અન્નરૂપે (ભક્ષણરૂપે) છે તથા જે ઈશ્વરને મૃત્યુ વ્યંજનરૂપ-સહાયક રૂપે છે તે ઇશ્વર જે શુદ્ધ સ્વરૂપમાં રહેલ છે તે શુદ્ધ આત્માને જે રીતે હું જાણું છું, તે પ્રમાણે મારાથી અન્ય બીજો કોણ જાણે છે? અર્થાત્ કોઈ નહિ. ૨૫

ટીકા—જે આત્માના સર્વ ધર્મને ધારણ કરવાવાળા તથા રક્ષણ કરવાવાળા બ્રાહ્મણ તથા ક્ષત્રિય બન્ને ભોજનરૂપ છે તથા સર્વના નાશક મૃત્યુ જે આત્માના ભોજનના શાકરૂપ છે તથા જે પોતાના મહિમારૂપ સ્થાનવિશે રહી વિશ્વના સંહારકરૂપે છે, તેવા આત્માને ઉપર દર્શાવેલ સાધનોથી રહિત કોણ પ્રાકૃત બુદ્ધિવાળો મનુષ્ય સાધનવાળા પુરુષની માફક તેને જાણી શકવા સમર્થ છે? અર્થાત્ કોઈ પણ જાણવા સમર્થ નથી. ૨૫

## તૃતીય વલ્લી.

### કર્મફળનો ભોક્તા કોણ ?

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहाम्प्रविष्टौ परमे परार्द्धे ।
छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः॥१॥

શબ્દાર્થઃ—આ દેહમાં રહેલા તેમ જ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ તથા બ્રહ્મના સ્થાનમાં અર્થાત્ હૃદયાકાશમાં રહેલી બુદ્ધિમાં પ્રવેશ કરેલા, જીવ તથા ઈશ્વર સારા કર્મના સત્ય અર્થાત્ ફલને ભોગવે છે. બ્રહ્મજ્ઞાનીઓ તે બેઉને છાયા તથા તડકાની માફક ભિન્ન ભિન્ન લક્ષણવાળા કહે છે. તેમ જ ગૃહસ્થાશ્રમીઓ તથા ત્રિણાચિકેતો પણ તેને આત્માને તે પ્રમાણે કહે છે. ૧

ટીકાઃ—पिबन्तौ-અગર જો કે જીવ જ પોતાના કર્મનું ફળ ભોગવે છે તેથી અહીં એકવચન વાપરવું જોઈએ, છતાં દ્વિવચન વાપરવાનું કારણ એ કે, જીવને પરમાત્મા સાથે સંબંધ છે.

ત્રિણાચિકેતઃ—ત્રણ વાર પૂજેલ છે નાચિકેત અગ્નિ તે જેણે. સુકૃત સારું કર્મ. પણ અહીં સામાન્ય રીતે કર્મ લેવાં. લોક શબ્દવડે શાંકરમત પ્રમાણે અહીં શરીર લેવું. સાર એ છે કે, જીવ તથા પરમાત્મા બન્ને અવશ્ય કીધેલ કર્મના ફળરૂપ સત્યનું પાન કરે છે અર્થાત્ સુખના ફળને ભોગવે છે. જો કે જીવ પોતાના કર્મના ફળને ભોગવે છે, પણ પરમાત્મા ભોગવતો નથી, છતાં બુદ્ધિ ઉપાધિરૂપ પોતાના સંબંધથી છત્રીવાળા પુરુષના દૃષ્ટાંતની માફક બન્ને પાન કરે છે. જેમબે પુરુષો જતા હોય તે બેમાં એક છત્રીવાળો હોય તથા બીજો છત્રી રહિત હોય છતાં બન્ને સાથે ચાલતા હોય તો એમ કહેવામાં આવે છે કે જુવો પેલા છત્રી લઈ જાય છે તેમ જીવ જો કે સ્વકર્મ ફલનો ભોક્તા છે તથા પરમાત્મા સ્વકર્મભોગથી રહિત છે, છતાં સમાન ઉપાધિવડે યોગ્ય ફળનું પાન કરે છે. એમ બન્ને વિષે કહેવાય છે. જીવ તથા ઈશ્વરઆ શરીરરૂપી લોકમાં બુદ્ધિરૂપી ગુહામાં પ્રવેશને પામે છે. જીવ તથા પરમાત્મા પોતાની અલ્પજ્ઞતા તથા સર્વજ્ઞતારૂપ ધર્મવડે વિલક્ષણ છે. આથી બ્રહ્મવેત્તાઓ એકને સંસારી અર્થાત્ છાયારૂપ તથા બીજાને અસંસારી–તડકારૂપ કહે છે. કેવળ બ્રહ્મવેત્તાઓ જ આમ કહેતા નથી

પણ ગૃહસ્થાશ્રમીઓ તથા ત્રિનાચિકેતને રાખનારાઓ પણ એમ જ કહે છે. પચાગ્નય-ગૃહસ્થાશ્રમી. ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય તથા આવસથ્ય, આ પાંચ અગ્નિનું પૂજન કરનારા અર્થાત્ ગૃહસ્થાશ્રમીઓ. ૧

यः सेतुरीजानानामक्षरम्ब्रह्म यत्परम् ।
अभयं तितीर्षताम्पारं नाचिकेतꣳ शकेमहि ॥ २ ॥

શબ્દાર્થઃ—આપણે બન્ને તે નાચિકેતાગ્નિને જાણવા શક્તિમાન્ છીએ, કે જે વિરાગાત્મક અગ્નિ ( દુઃખને તરવા માટે ) સર્વ યજ્ઞોના સેતુરૂપ છે, જે અક્ષર--નાશરહિત શ્રેષ્ઠ બ્રહ્મરૂપ છે, જે અભય ( ભયનો નાશ કરનાર ) સ્થાનરૂપ છે તથા જે ( સંસારાબ્ધિને ) તરવાની ઇચ્છાવાળાઓને આશ્રયરૂપ છે. ૨

आत्मानꣳ रथिनं विद्धि शरीरꣳ रथमेवं तु ।
बुद्धिन्तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३ ॥

આત્માનુ રથીરૂપે નિરૂપણ

શબ્દાર્થઃ—આત્માને તું રથી-રથમાં બેસનારારૂપે, શરીરને રથરૂપે, બુદ્ધિને સારથિરૂપે તથા મનને પ્રગ્રહ-લગામ રૂપે જાણ. ૩

ટીકા.—આ જ રીતની સાદૃશ્યતા શ્વેતાશ્વતર ઉપનિષદના ૨ જા અધ્યાયના ૯ મા મંત્રમાં કહ્યું છે કે प्राणान्प्रपीड्येह संयुक्तचेष्ट क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत । दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान् मनोधारयेत प्रमत्तः ॥ અર્થ.—ઇન્દ્રિયોનું દમન કરી, કામનાઓપર આધિપત્ય ભોગવી તથા નાસિકાવડે આસ્તે આસ્તે શ્વાસ લઈ વિવેકી પુરુષે મનને એકાગ્ર કરવું, જેમ સારથિ દુષ્ટ અશ્વોથી જોડાયલા રથને સીધે માર્ગે ચલાવે છે તેમ. ૩

इन्द्रियाणि हयानाहुर्विषयाꣳस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥

શબ્દાર્થ—ઇન્દ્રિયોને અશ્વરૂપે કહેવામાં આવે છે, તથા તેઓના વિષયોને માર્ગરૂપે કહેવામાં આવે છે. અધિકારી પુરુષો કહે છે કે, શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્મા ભોક્તારૂપ છે. ૪

यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥

શબ્દાર્થ—સર્વદા અયુક્ત મનસહિત જે કોઈ અવિ-
બુદ્ધિમાન્ સારથિને વેકી હોય છે તેને જેમ સારથિના દુષ્ટ
મોક્ષની ગતિ અશ્વો વશ રહેતા નથી, તેમ ઈન્દ્રિયો
વશ રહેતી નથી. ૫

ટીકા—જેમ સારથિ રથને ચલાવવામાં ગમન કરવા યોગ્ય માર્ગથી અજ્ઞાત છે તથા લગામને પોતાને અધીન રાખી નથી શકતો તથા દુષ્ટ અશ્વો સારથિને વશ ન રહેવાથી રથને કુમાર્ગમા લઇ જઇ, ઈથીને ખેદયુક્ત સ્થાનમાં નાખે છે તેમ જેનો બુદ્ધિરૂપી સારથિ પ્રવૃત્તિ તથા નિવૃત્તિમાં વિવેકરહિત છે, જેની પાસે એકાગ્રતારહિત મનરૂપી લગામ છે, તેને ઇન્દ્રિયરૂપી દુષ્ટ અશ્વો બુદ્ધિરૂપી સારથિને વશ ન હોવાથી દુ ખરૂપી જન્મ મરણાદિ સસારમા જીવાત્મારૂપ રથના સ્વામીને લઇ જઇ નાખે છે. ૫

यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥

શબ્દાર્થ—પણ બુદ્ધિરૂપી સારથિવડે નિગૃહિત મનથી જે વિવેકી હોય છે, તેને જેમ સારા અશ્વો સારથિને વશ હોય છે તેમ ઇન્દ્રિયો વશ રહે છે. ૬

यस्त्वविज्ञानवान् भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति स ऽसारश्चाधिगच्छति ॥ ७ ॥

શબ્દાર્થ—જે અવિવેકી હોય છે, મનોનિગ્રહથી રહિત હોય છે, તેથી સર્વદા અપવિત્ર હોય છે, તેને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી, પણ સંસાર પ્રાપ્તિ થાય છે ૭

यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥

શબ્દાર્થ—પણ જે કોઈ વિવેકી હોય છે, મનોનિ-
ગ્રહવાળો છે તથા સર્વદા પવિત્ર હોય છે તે એવા સ્થા-

નને પ્રાપ્ત થાય છે કે જે પામવા પછી તેને જન્મ મરણા-દિક પ્રાપ્ત થતાં નથી. ૮

विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमम्पदम् ॥ ९ ॥

શબ્દાર્થ—પણ મનુષ્ય કે જેનો બુદ્ધિરૂપી સારથિ વિવેકી છે તથા જેના મનના પ્રગ્રહો સારી રીતે ચોજાયેલા છે તે વિષ્ણુના*પરમપદ રૂપ માર્ગના પારને પહોંચે છે ૯

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः ॥ १० ॥

શબ્દાર્થ—ઇન્દ્રિયો કરતાં તેઓના વિષયો વધારે ઉત્કૃષ્ટ છે, વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં બુદ્ધિ ઉત્કૃષ્ટ છે તથા બુદ્ધિ કરતાં મહદાત્મા ઉત્કૃષ્ટ છે. ૧૦

પ્રાધાન્ય સ્વરૂપ.

महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ।
पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

શબ્દાર્થઃ—મહાન્ કરતાં અર્થાત્ સમષ્ટિ બુદ્ધિ કરતાં વધારે ઉત્કૃષ્ટ અવ્યક્ત, અર્થાત્ માયા છે; અવ્યક્ત કરતાં વધારે ઉત્કૃષ્ટ પુરુષ—આત્મા છે. આ પુરુષ કરતાં કોઈ પણ વસ્તુ વધારે ઉત્કૃષ્ટ નથી. આ સૌથી છેવટની હદ છે તથા સર્વોત્કૃષ્ટ ગતિ છે. ૧૧

ટીકા.—મહત્તત્ત્વથી અતિશય સૂક્ષ્મ તથા મહત્તત્ત્વરૂપે હિરણ્ય-ગર્ભાદિક સર્વ જગતના કારણરૂપ ચૈતન્યાત્માને આશ્રયે રહેલ અવ્યક્ત છે. આ અવ્યક્તરૂપ માયાથી પર અતિશય સૂક્ષ્મ સર્વના અંતરાત્મા-રૂપ પુરુષ છે. આ પુરુષરૂપ પરમાત્મા જે સર્વના અંતરાત્મારૂપે છે તેનાથી સૂક્ષ્મ બીજું કોઈ નથી અર્થાત્ તે સર્વ પદાર્થોના અવધિરૂપ

* तद्विष्णोः—આ વિષે શંકર ભગવાને કહ્યું છે કે, આનો અર્થ व्यापन शीलस्य ब्रह्मणः એમ લેવો.

છે. સર્વનો અંતરાત્મા સત્ય આનંદસ્વરૂપ પરમાત્મા છે. આ આનંદસ્વરૂપને ગમન કરનારા સર્વ સંસારી જીવોને તે પુરુષ પરમાત્મા જ શ્રેષ્ઠ પરમગતિરૂપ છે, જેને પ્રાપ્ત થયા પછી ફરી જ્ઞાનવાન્ જન્મ મરણરૂપ સંસારમાં ફરી આવતો નથી. ૧૧

एष सर्वेषु भूतेषु गूढोऽऽत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

શબ્દાર્થ—સર્વ પ્રાણીમાત્રમાં તેનું સ્વરૂપ ગૂઢ હોવાથી તે આત્મા પ્રકટ દેખાતો નથી. પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારા પુરુષોવડે એકાગ્ર અર્થાત્ ગુરુનાં ઉપદેશેલાં મહાવાક્યવડે ઉત્પન્ન થયલી સૂક્ષ્મ બુદ્ધિવડે તે જોવાય છે અર્થાત્ તેનો સાક્ષાત્કાર થાય છે. ૧૨

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मानि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥

શબ્દાર્થ—વિવેકી પુરુષે વાણીનો મનમાં લય કરવો, મનનો પોતાના જ્ઞાનાત્મામાં અર્થાત્ નિશ્ચય સ્વરૂપવાળી વ્યષ્ટિ બુદ્ધિમાં લય કરવો, જ્ઞાનનો મહદાત્મવિષે ( સમષ્ટિ બુદ્ધિમાં ) લય કરવો તથા મહદાત્માને શાંત આત્મામાં નિર્વિકારી આત્મામાં લય કરવો. ૧૩

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति॥१४॥

શ્રુતિનો મુમુક્ષુપ્રતિ ઉપદેશ.

શબ્દાર્થ—ઉભો થા, જાગૃત થા, તથા શ્રેષ્ઠ આચાર્યોને સંપાદન કરી જ્ઞાન સંપાદન કર. ડાહ્યા પુરુષો કહે છે કે, અસ્ત્રાની તીક્ષ્ણ ધારની માફક તેને પહોંચવાનો માર્ગ ( આત્મજ્ઞાન ) વિષય તેમજ અતિશય અઘરો છે. ૧૪

ટીકા—હે મુમુક્ષુ જનો ! તમે ઉઠો અર્થાત્ આત્મજ્ઞાનની સન્મુખ થાઓ, અજ્ઞાનરૂપ નિદ્રાને બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિવડે નિવૃત્ત કરો. જ્યાં

સુધી તમે અજ્ઞાનરૂપ નિદ્રાવિશે શયન કરતા રહેશો અર્થાત્ આત્માના યથાર્થ સ્વરૂપને નહિ જાણશો ત્યાં સુધી મહા ભયાનક જન્મ મરણરૂપ સંસારસ્વપ્ન નિવૃત્ત થશે નહિ. માટે બ્રહ્મ જ્ઞાનરૂપી જાગૃતિવડે અજ્ઞાનરૂપી નિદ્રાને નિવૃત્ત કરો. હવે કેવી રીતે તેની નિવૃત્તિ કરવી ? આત્માના યથાર્થ સ્વરૂપને જાણવાવાળા શ્રેષ્ઠ આચાર્યોની સમીપ જઇ, 'સર્વાંતર્યામી આત્મા હું પોતે જ છું' આ રીતના તેઓના ઉપદેશને સમ્યક્ રીતે જાણી અજ્ઞાનરૂપી નિદ્રાને દૂર કરો. આ જાણવા યોગ્ય સ્વરૂપનો સૂક્ષ્મ બુદ્ધિ વિષય હોવાથી તે જ્ઞાનરૂપ સૂક્ષ્મ બુદ્ધિને સુલભ છે માટે વિશેષ યત્નની શી જરૂર છે, એમ નહિ જાણવું, પણ દુર્લભ જાણી તેનેવિશે યત્ન કરવો જોઇએ. આ કારણથી શ્રુતિ ભગવતી કૃપા દૃષ્ટિવડે કહે છે કે, સૂક્ષ્મ બુદ્ધિરૂપ જ્ઞાનમાર્ગ જેમ અસ્ત્રાના અગ્ર ભાગને પાષાણપર ઘણો જ તીક્ષ્ણ કર્યો હોય તથા તેપર ગમન કરી શકાતું નથી તેવીજ રીતનો કઠિન સિદ્ધ કરવા યોગ્ય આ જ્ઞાનમાર્ગ મહાત્મા પુરુષોએ કહ્યો છે. આની પ્રાપ્તિ માટે અવશ્ય યત્ન કરવો જોઇએ. ૧૪

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसन्नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तम्महतः परन्ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते॥१५॥

શબ્દાર્થ—બ્રહ્મનું સ્વરૂપ શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, ક્ષય રહિત, રસ રહિત અર્થાત્ નીરસ, નિત્ય, ગંધરહિત, આદિ તથા અંતરહિત, મહાન્ કરતાં અર્થાત બુદ્ધિ કરતાં પણ શ્રેષ્ઠ, તથા ધ્રુવરૂપ કહેતાં અચલરૂપ છે. આ રીતે જે અધિકારી પુરુષ જાણે છે, તે મૃત્યુના મુખમાંથી નિકળી જાય છે. ૧૫

ટીકા—આ જ રીતનું મુંડકોપનિષદના ૨ જા અધ્યાયના ૨ જા મંત્રમાં કહ્યું છે કે, दिव्योह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः। अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥

અર્થ—આ પુરુષ દિવ્ય, અમૂર્ત, બાહ્ય તથા અત્યંત સર્વ વિષે રહેનાર, અજ, અપ્રાણ, અમન, શુભ્ર તથા અક્ષર અને પરથી પણ પર છે. ૧૫

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तं सनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥

શબ્દાર્થ—આ નાચિકેત ઉપાખ્યાન, જે સનાતન છે તથા જે યમરાજે કહેલ છે, તેને જે વિવેકી પુરુષ કહે છે અને સાંભળે છે, તે બ્રહ્મલોકમાં પૂજાય છે. ૧૬

। इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि ।
यतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते तदानन्त्याय कल्पत इति

શબ્દાર્થ.—શુદ્ધ મનવાળો થઈ જે કોઈ આ અત્યંત ગુહ્ય ઉપાખ્યાનને બ્રહ્મસભામાં સંભળાવે છે અથવા શ્રાદ્ધને સમયે સંભળાવે છે તો તેથી અક્ષય ફળ પ્રાપ્ત થાય છે, અવશ્ય અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. ૧૭

ટીકા:—શંકર ભગવાન્ તત્ત્વબોધિની દીપિકામાં અક્ષય ફળ કેવળ શ્રાદ્ધને લાગુ પાડે છે અને નહિ કે બ્રહ્મસભા પણ ઉપરના ભાષાંતરવડે શ્રાદ્ધ તથા બ્રહ્મસભા બેઉને લાગુ પડે છે ૧૭

---

# દ્વિતીય અધ્યાય.

## ચતુર્થ વલ્લી.

### ઈન્દ્રિયોની બાહ્યતા.

पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ।

શબ્દાર્થ—સ્વયંભૂએ ઇન્દ્રિયોની અાંતર પ્રવેશ કરવાની શક્તિઓને એવી રીતે હણી છે કે, જેથી તેઓ બાહ્ય વિષયો તરફ દોડે છે. આથી મનુષ્ય બાહ્ય વિષયોને જોઈ શકે છે પણ અંતરાત્માને જોઈ શકતો નથી. આમ છતાં પોતાનાં ચક્ષુને ( ઇન્દ્રિયજન્ય વિષયોથી ) નિવૃત્ત કરનાર તથા અમૃત સ્વરૂપને ઇચ્છનાર અધિકારી પુરુષ સ્વતંત્ર આત્માને જોઈ શકે છે. ૧

ટીકા—સ્વયંભૂ—સર્વ સત્તાધિકારી ... હિંસિત ... હનન કૃતવાન્, આ રીતની શંકર ભગવાનની વ્યાખ્યા છે સ્વયંભૂ સર્વ સત્તાધિકારી હોવાથી તેઓએ ઇન્દ્રિયોને વિભક્ત કરી છે ૧

पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥२॥

શબ્દાર્થ—જે યુવાન્ પુરુષો બાહ્ય વિષયો તરફ જતા કામોનું અનુગમન કરે છે, તેઓ સર્વત્ર વિસ્તૃત એવા મૃત્યુના પાશને પામે છે આથી જ વિવેકી પુરુષો ધ્રુવરૂપ અમૃતપણાને—આત્માને ઓળખી, આ લોક માંહેલી અસ્થિર વસ્તુઓની પ્રાર્થના કરતા નથી ૨

આત્મદર્શીને સંસારાર્ણવથી નિવૃત્તિ

ટીકા—હે નચિકેતા ! આ લોકમાં તથા પરલોકમાં બાહ્ય વિષયોને અતિ યત્નથી આત્મવિચારથી રહિત અજ્ઞાની બાળકો ગ્રહણ કરે છે આવા અવિવેકી આત્મવિચારથી રહિત પુરુષ સર્વ તરફથી વિસ્તૃત અવિદ્યાવાળા કામ તથા કર્મના સમુદાયરૂપ મૃત્યુના દેહ તથા ઇન્દ્રિયાદિકના સંયોગ તથા વિયોગ સ્વરૂપ તથા નિરંતર રહેલ જન્મ મરણ તથા જરા અને રોગાદિ અનેક પદાર્થના સમૂહરૂપ પાશને—ફાંસીને પામે છે પણ જે વિવેકી પુરુષો હોય છે તે જાણે છે કે, બ્રહ્માથી માંડી કીટ પર્યંત સ્થાવર જંગમ સર્વ પ્રાણીને મૃત્યુ ગળી જાય છે, કર્મ તથા ઉપાસનાનું ફળ અનિત્ય છે તથા આત્મજ્ઞાનનું ફળ અમૃતરૂપ મોક્ષ નિત્ય છે આથી તેઓ મારી માફક અનિત્ય વસ્તુની ઇચ્છા કરતા નથી ૨

येन रूपं रसं गन्धं शब्दान् स्पर्शांश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥३॥

શબ્દાર્થ—જે આત્માવડે દરેક જણ, રૂપ, રસ, ગંધ, શબ્દો, સ્પર્શ તથા મૈથુનને જાણે છે, તેનાથી ( તેનું જ્ઞાન થવા પછી ) શું કાંઈ પણ ( અજ્ઞાત ) રહે છે ? આ તે (બ્રહ્મ) છે ( કે જેને વિશે તું મને પૂછતો હતો. ) ૩

આત્માનું સ્વરૂપ કાર્ય કારણથી રહિત

ટીકા—આત્માવડે પુરુષ નેત્ર તથા ઇન્દ્રિયજન્ય અંતઃકરણની વૃત્તિદ્વારા નીલાદિ રૂપને જાણે છે રસના ઇન્દ્રિયદ્વારા રસને, ઘ્રાણેન્દ્રિયદ્વારા ગંધને તથા શ્રોતેંદ્રિયદ્વારા શબ્દને તથા સ્પર્શેન્દ્રિયવડે સ્પર્શને જાણે છે. તેમ જ આત્માવડે મૈથુનનિમિત્તવડે ઉત્પન્ન થયેલ સુખને જાણે છે. હે નચિકેતા! જે આત્મા સબંધી તું પુછે છે તે જ આત્માવડે સર્વ સંઘાતની વસ્તુ સિદ્ધ થાય છે. જે આગળ આત્મા પુછયો હતો તે આ આત્માથી ભિન્ન નથી. આ આત્માને ઓળખ્યા પછી વિવેકી પુરુષ કૃતકૃત્ય ભાવને પામે છે. આનાથી અન્ય બીજું કોઇ જાણવા શેષ રહેતું નથી આ આત્માનું જ્ઞાન સર્વ જ્ઞાનનું અવધિરૂપ છે. ૩

स्वप्नान्तं जागरितान्तञ्चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥

આત્માની દુર્વિજ્ઞેયતા.

શબ્દાર્થ—જે આત્માવડે પુરુષ સ્વપ્નમાં શું થાય છે તે તથા જાગૃતમાં શું થાય છે, તે બન્નેને જાણે છે તે આત્માને મહાન્ તથા સર્વત્ર વ્યાપક માની વિવેકી પુરુષ શોકને પ્રાપ્ત થતો નથી. ૪

ટીકા—જે આત્માવડે પુરુષ સ્વપ્નાવસ્થાના મધ્યે રહેલ પદાર્થોને તથા જાગ્રત અવસ્થાના પદાર્થોને આ બન્ને અવસ્થાઓને જુવે છે અર્થાત્ જાણે છે, આવા મહા આકાશાદિથી પણ મહાન્ વ્યાપક આત્માનો હું વ્યાપક આત્મા છું, આ પ્રમાણે જે જાણે છે, તે જાણવાવાળા વિવેકી પુરુષને શોક પ્રાપ્ત થતો નથી. કારણ તે પ્રચ્છિન્ન પદાર્થના કલ્પિત અવિદ્યારૂપને જાણે છે ૪

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानम्भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ ५ ॥

જીવ તથા ઇશનો અભેદ

શબ્દાર્થ—જે અધિકારી પુરુષ કર્મફળના ભોક્તારૂપ, જીવરૂપ અર્થાત્ પ્રાણાદિ સમૂહના ધારણ કર્તારૂપ, સમીપવર્તીરૂપ, ભુતાદિ ત્રણ કાળમાંહેલા સર્વ પ્રપંચના નિયામકરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેને આત્મ-

જ્ઞાન થવાપછી ભય રહેતો નથી, અર્થાત આત્માનું રંક્ષણ કરવાની ઈચ્છા થતી નથી. આ જ તે ચૈતન્યરૂપ છે. ૫

यः पूर्व्वन्तपसो जातमद्भ्यः पूर्व्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वै तत् ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે હિરણ્યગર્ભ જળથી પ્રથમ ઉત્પન્ન થયેલ છે, તેને જે મુમુક્ષુ કાર્યકારણથી પ્રથમ જ્ઞાનરૂપે, બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ રૂપે તથા સર્વ પ્રાણી માત્રના હૃદયાકાશમાં પ્રવેશ કરી ભૂતોની સાથે સ્થિતિ કરતારૂપે જુવે છે, તે બ્રહ્મને જ જૂવે છે. આ તેં પૂછેલ બ્રહ્મ છે. ૬

પરમાત્મા સર્વના આત્મારૂપે.

ટીકાઃ—अद्भ्यः-પૂર્વ બ્રહ્માંડથી લઈ સર્વ સ્થૂલ ભૂતોથી પ્રથમ. तपसः જ્ઞાનરૂપ બ્રહ્મમાંથી. ભૂતોની સાથેઃ-કાર્ય કારણના ગુણરૂપ ભૂતો સાથે. ગુહાઃ-હૃદયાકાશ. ૬

या प्राणेन सम्भवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्ती या भूतेभिर्व्यजायत । एतद्वै तत् ॥ ७ ॥

શબ્દાર્થઃ—સર્વ દેવતાત્મક જે અદિતિ પ્રાણવડે અર્થાત્ પ્રાણથી ઘંડાયલા સૂક્ષ્મ શરીરોપાધિવાળા હિરણ્યગર્ભરૂપે કરી ઉત્પન્ન થાય છે, તે અદિતિને જે મુમુક્ષુ સર્વના હૃદયાકાશમાં પ્રવેશ કરી રહેલરૂપે જૂવે છે, તે બ્રહ્મને જુવે છે. જે અદિતિ સર્વ ભૂતોની સાથે તાદાત્મ્યભાવને પામી ઉત્પન્ન થયેલ છે. આ જ તે બ્રહ્મ છે. ૭

હિરણ્યગર્ભનાં અન્ય નામો.

ટીકાઃ—अदितिः-શબ્દાદિ વિષયોનું ભક્ષણ કરનારી. शब्दादिविषयाणां अदनकर्त्री इति अदितिः. સર્વ દેવતામયી અદિતિ પ્રાણ સ્વરૂપે કરી પરબ્રહ્મથી ઉત્પન્ન થાય છે. શબ્દાદિકોના અદન અર્થાત ભોગવવાવડે જેને અદિતિ કહેવામાં આવે છે, તેને સર્વ પ્રાણીના હૃદય આકાશરૂપ ગુહામાં પ્રવેશ કરેલી જે જુવે છે, તે પૂર્વોક્ત બ્રહ્મને જોઈ શકે છે. ૭

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः ।
दिवे दिवे ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वै तत् ८

શબ્દાર્થ.—જાતવેદ નામનો અગ્નિ જેમ ગર્ભિણી સ્ત્રીઓવિશે ગર્ભ ગૂઢ રહેલ હોય છે તેમ એ *અરણી વિશે ગૂઢ રહેલ છે. મનુષ્યો જેઓ જાગૃત છે અર્થાત્ અજ્ઞાનરૂપી નિદ્રાથી રહિત છે તથા જેઓ ઘૃતવડે આહુતિઓ આપે છે, તેઓ દરરોજ તેની સ્તુતિ કરે છે. જે બ્રહ્મ સંબંધી તું પૂછે છે તે તે બ્રહ્મ છે. ૮

વિરાગાત્મક અગ્નિ બ્રહ્મરૂપ છે.

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।
तन्देवाः सर्वेऽर्पितास्तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ९ ॥

શબ્દાર્થઃ—જેમાંથી સૂર્ય ઉગે છે તથા જેમાં ફરી સૂર્ય અસ્તને પામે છે, તે પ્રાણમાં સર્વ દેવો અર્પણ કરાયેલ છે. કોઈ પણ વસ્તુ તેનું અતિક્રમણ કરતી નથી. આ જ તે બ્રહ્મ છે. ૯

અન્ય દેવો હિરણ્યગર્ભરૂપે.

ટીકા—દેવો–અધિદૈવરૂપે અગ્નિ આદિ દેવો તથા અધ્યાત્મરૂપે વાગાદિ દેવો ૯

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥

શબ્દાર્થઃ—જે ચૈતન્ય અહીં અર્થાત્ જીવોપાધિમાં છે તે જ ચૈતન્ય ત્યાં અર્થાત્ ઈશોપાધિમાં છે. તેમજ જે ચૈતન્ય ઈશોપાધિમાં છે તેજ ચૈતન્ય જીવોપાધિમાં છે. જે આ બ્રહ્મમાં ભિન્નતા જૂવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને પામે છે. ૧૦

ચૈતન્યની ઐક્યતા

* અરણી નામનું કાષ્ઠ આવે છે જેને ઘસવાવડે હોમાદિકના ઉપયોગ સારુ અગ્નિ ઉત્પન્ન કરવામાં આવે છે.

ટીકા —અહીં '-જીવોપાધિમાં બુદ્ધિ શાક્ષીપણાવડે રહે છે. જે- ચૈતન્ય ત્યાં-અજ્ઞાનરૂપ ઇશ ઉપાધિમાં. इह -આ બ્રહ્મમાં. ૧૦

मनसैवेदमाप्तव्यन्नेह नानास्ति किञ्चन ।
मृत्योः स मृत्युङ्गच्छति य इह नानेव पश्यति ॥ ११ ॥

બ્રહ્મપ્રાપ્તિનું સાધન

શબ્દાર્થ—મનવડે અર્થાત્ મનની એકાગ્ર સ્થિતિવડે આ ( બ્રહ્મ ) પ્રાપ્ત થવા યોગ્ય છે. કોઇ પણ રીતની તેમાં ભિન્નતા નથી. જે અહિં ભિન્નતા જુવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને જાય છે. ૧૧

अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥१२॥

શબ્દાર્થ—પુરુષરૂપ આત્મા જે અંગુષ્ઠ માત્ર છે, તે શરીરના મધ્ય ભાગવિશે અર્થાત્ અંતઃકરણમાં રહેલ છે તે ભૂત તથા ભવિષ્યનો ઈશ્વર છે. આજ કારણથી અર્થાત્ વિવેકીને આ રીતનું જ્ઞાન હોવાથી તે આત્માથી કાંઈ પણ છૂપાવવાની ઇચ્છા રાખતો નથી. આ તે છે. ૧૨

ટીકા —છૂપાવવાની ઇચ્છા રાખતો નથી અર્થાત્ આત્માનું રક્ષણ કરવાની ઇચ્છા રાખતો નથી આજ પ્રમાણે શ્વેતાશ્વતર ઉપનિષદના ૩ જા અધ્યાયના ૧૩ મા મંત્રમાં કહ્યું છે કે, अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः । પુરુષ અંગુષ્ઠમાત્રરૂપે છે તથા સર્વદા મનુષ્યના હૃદયમાં અંતરાત્મારૂપે રહેલ છે ૧૨

अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः । एतद्वै तत् ॥१३॥

જીવનું ક્ષણિક ભાવથી રહિતપણું

શબ્દાર્થ—આ અંગુષ્ઠ માત્ર પુરુષ આત્મા ધૂમરહિત તેજના સદૃશ છે. તે ભૂત તથા ભવિષ્યના ઇશ્વરરૂપ છે તે આજે જ છે તેમ જ ખરેખર આવતી કાલે પણ રહેશે આ તે છે. ૧૩

ટીકા—હે નચિકેતા ! આ અંગુષ્ઠમાત્ર આત્મા ધૂમરહિત પ્રકાશરૂપ અગ્નિની માફક સ્વયંજ્યોતિરૂપે છે. આ રીતે યોગીઓએ એને લક્ષણાવડે હૃદયમાં જાણ્યો છે. જે ત્રણે કાળના નિયામક ઈશ્વર છે તે જ નિત્ય કૂટસ્થ પુરુષ હાલ પણ પ્રાણીના હૃદયમાં રહેલ છે, તથા કાલે પણ તે જ રહેશે, પણ બીજું કોઈ નહિ. અર્થાત્ તેના સમાન અન્ય પુરુષ ઉત્પન્ન થતો નથી. ૧૩

यथोदकन्दुर्गे वृष्टम्पर्व्वतेषु विधावति ।
एवं धर्म्मान् पृथक् पश्यंस्तानेवानु विधावति ॥ १४ ॥

શબ્દાર્થ:—જ્યારે વરસાદનું જળ ઉચ્ચ પર્વત ઉપર પડે છે ત્યારે તે ખીણોની અંદર પથરાઈ જાય છે, તેમજ જે પુરૂષ ( આત્માથી ) ભિન્ન ધર્મોને જુવે છે, તે પણ ભિન્નતાની પાછળ દોડનારો થાય છે. ૧૪

આત્મૈક્ય જોનારને મોક્ષ

ટીકા:—અર્થાત્ જે કોઈ આત્માથી ભિન્નરૂપે સર્વ વસ્તુઓને જુવે છે, તે પોતાના જ્ઞાન પ્રમાણે અન્ય શરીરને પ્રાપ્ત થાય છે. ભાવ એ છે કે, હે નચિકેતા ! જેમ ઉંચા પર્વતપર મેઘવડે પડેલુ જળ નીચેના પ્રદેશમાં વિસ્તાર પામી નાશ પામે છે, તેમ જ આત્માના ધર્મને જે દરેક શરીરપ્રતિ ભિન્ન ભિન્ન જુવે છે, તે વારવાર વર્તમાન શરીરના ભેદને પામે છે, અર્થાત્ આત્માના ભેદને જોનારો અનેક પ્રકારના નીચ ઉચ્ચ શરીરને પામે છે. ૧૪

यथोदकं शुद्धे शुद्धमासिक्तन्तादृगेव भवति ।
एवम्मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

શબ્દાર્થ:—હે ગૌતમ ! જેમ શુદ્ધ ઉદક શુદ્ધ સ્થળમાં નાંખ્યું હોય તો તે શુદ્ધ જ રહે છે, તેમ આ પ્રમાણે જાણનારા મનનશીલનો આત્મા સ્વસ્વરૂપે થાય છે. ૧૫

ટીકા—માટે આત્મા તથા બ્રહ્મ વચ્ચે કોઈ પણ પ્રકારની ભિન્નતા નથી ભાવ એ કે, હે ગૌતમ નચિકેતા ! જેમ સ્વભાવથી શુદ્ધ જળ, શુદ્ધ પ્રદેશમાં પડેલુ જેવુ ને તેવુ જ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતુ નથી, તેમ તત્ત્વમસ્યાદિવડે જીવ બ્રહ્મની એકતાને જાણનારા મનન સ્વભાવવાળા મુનિનો આત્મા જેવોને તેવો જ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી ૧૫

---

## પંચમ વલ્લી.

### દેહાદિ સંઘાતથી આત્માની ભિન્નતા.

ॐ पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते । एतद्वै तत् ॥ १ ॥

શબ્દાર્થઃ—જન્માદિ છ વિકારથી રહિત, તેમ જ માયાત્મક જ્ઞાનથી રહિત બ્રહ્મનું શરીર, એક ગૃહ સરખું છે, જેને અગિયાર દ્વારો છે. આ ગૃહના સ્વામીરૂપ આત્માને અભેદરૂપે જાણુનાર વિવેકી પુરૂષ શોક કરતો નથી. તે આત્મા નિત્યમુક્ત છતાં અજ્ઞાનરૂપ બંધથી રહિત થાય છે. આ તે છે. ૧

ટીકા.—હે નચિકેતા ! આ આત્મારૂપ રાજાનું શરીરરૂપી પુર છે. તે શરીરરૂપ પુરીનાં એકાદશ દ્વાર છે. બે નેત્રનાં, બે કર્ણનાં, બે નાસિકાનાં તથા એક મુખ એમ સાત ઉપરનાં તથા એક નાભિ, શિશ્નછિદ્ર, એક ગુદા છિદ્ર, તથા બ્રહ્મરંધ્ર એમ અગિયાર છે. પુરનો સ્વામી આત્મારૂપ રાજા જન્મમરણાદિ વિકારોથી રહિત છે, સ્વયં જ્યોતિરૂપ છે, તથા મનથી અને વાગાદિક ઇન્દ્રિયોથી રહિત છે. આ પ્રમાણે બ્રહ્મથી અભિન્ન આત્માનું ધ્યાન કરતો વિવેકી પુરુષ જ્ઞાનની પ્રાપ્તિદ્વારા બંધનરૂપ શોકને નિવૃત્ત કરે છે અને મુક્ત છતાં પણ મુક્ત થાય છે. તાત્પર્ય એ છે કે, આત્મા નિત્યમુક્ત છે. વાસ્તવિક રીતે આત્માને કદી બંધન નથી, છતાં અજ્ઞાનવડે પોતાને કર્તૃત્વ ભોક્તૃત્વાદિકરૂપ બંધનને પ્રથમ માને છે જ્ઞાનની પ્રાપ્તિથી અજ્ઞાનથી નિવૃત્ત થવાય છે તથા સર્વ કલ્પિતરૂપ બંધનમાંથી મુક્ત થવાય છે. ૧

हꣳसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् ।
नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतम्बृहत्

શબ્દાર્થઃ—હંસરૂપે ( આદિત્ય અથવા સૂર્યરૂપે ) તે સ્વર્ગમાં રહે છે, વસુરૂપે ( પવનરૂપે ) આત્માનું સર્વવ્યાપીપણું. તે અંતરીક્ષમાં રહે છે, દેવોના હોતારૂપે તે પૃથિવ્યાત્મક વેદીવિષે રહે છે, અતિથિરૂપે અર્થાત્ સોમરૂપે જળના ઘડાવિશે રહે છે, તે માણસ-

વિશે રહે છે, તે શ્રેષ્ઠ એવા દેવોમાં રહે છે, તે સત્ય અથવા યજ્ઞમાં રહે છે, તે આકાશમાં રહે છે, તે જળમાં જંતુરૂપે ઉત્પન્ન થઈ રહે છે, તે પૃથિવીમાં (ચોખા આદિ) રૂપે ઉત્પન્ન થયેલ છે, તે યજ્ઞથી થતા ફળવડે દેહાંતરૂપે ઉત્પન્ન થયેલ છે, તે ( નદી રૂપે ) પર્વતોમાંથી ઉત્પન્ન થયેલ છે, તે સત્રૂપ છે, તે એક મહાન્ રૂપે અર્થાત્ અનંતરૂપે છે. ૨

ટીકાઃ—શંકર ભગવાનના મત પ્રમાણે હંસ શબ્દ **हंसति**–ગમન કરે છે, પરથી થયો છે. હોતા–અગ્નિ. દેવતાઓના બોલાવનાર રૂપે અગ્નિનું એક નામ છે. શંકરમત પ્રમાણે અતિથિનો અર્થ સોમદેવ થાય છે. અતિથિનો અર્થ જો બ્રાહ્મણ લઇશું તો એમ કહેવાશે કે, તે અગ્નિહોત્રીરૂપે ગૃહમાં રહે છે.

પર્વતોમાંથી નદી આદિરૂપ ઉત્પન્ન થતો હોવાથી તેને અદ્રિજા કહે છે. સર્વનો આત્મા છતાં સત્ય સ્વભાવવાળો હોવાથી તેને ઋત કહેવામાં આવે છે. સર્વના કારણરૂપ હોવાથી આત્માને બૃહત્ કહેવામાં આવે છે. સર્વ રીતે જગતનો આત્મા એક છે, પણ તેનો કોઈ રીતે ભેદ નથી, એ આ સર્વનું તાત્પર્ય છે. **शुचिषत्ः** સ્વર્ગમાં ગમન કરનારો. **अंतरिक्षसत्**:–અંતરિક્ષમાં ગમન કરનાર.

ભાવ એ છે કે, હે નચિકેતા! આત્મા એક શરીરરૂપ પુરમાં પણ રહેનારો નથી, પણ સર્વ શરીરરૂપ પુરમાં પણ રહેનારો છે. આ આત્મા હંસરૂપ અર્થાત્ ગમનરૂપ છે. અથવા તો હંસ શબ્દનો અર્થ એ થાય છે કે, આત્માકાર અંતઃકરણની વૃત્તિમાં રહી અવિદ્યાના કાર્યનો નાશ કરે છે. પવિત્ર આકાશરૂપ પ્રદેશમાં સૂર્યરૂપે આત્મા ગતિ કરે છે, માટે તેને શુચિષત્ કહેવામાં આવે છે. સર્વને નિવાસ કરાવે છે માટે આત્માને વસુ કહેવામાં આવે છે વાયુરૂપ આકાશમાં ગમન કરવાથી આત્માને અંતરિક્ષસત્ કહેવામા આવે છે. આત્મા અગ્નિરૂપ હોવાથી તેને હોતા કહેવામાં આવે છે. પૃથ્વીમાં અગ્નિરૂપે સ્થિતિ કરતો હોવાથી તેને વેદિષત્ કહેવામાં આવે છે. અતિથિ કહેતાં જળ રૂપે તે કળશમાં રહે છે, માટે તેને દુરોણસત્ કહેવામાં આવે છે અથવા તો બ્રાહ્મણરૂપે યજ્ઞ ગૃહોમાં ગમન કરે છે, માટે તેને દુરોણસત્ કહે છે. મનુષ્યમાં આત્મા રહેલ હોવાથી તેને નૃષત્ કહેવામાં આવે છે. શ્રેષ્ઠ એવા દેવોમાં આત્મા રહેલ હોવાથી

તેને વરસત્ કહેવામાં આવે છે. ઋતસત્ કહેતાં સત્ય અથવા યજ્ઞમાં રહેલ હોવાથી તેને ઋતસત્ કહે છે આકાશમાં રહેલ હોવાથી તેને વ્યોમસત્ કહેવામાં આવે છે જળમાં શંખ, શુક્તિ તથા મગરરૂપે રહેલ હોવાથી તેને અબ્જા કહે છે ગો કહેતાં પૃથિવીમાં શાક, ચોખા, યવાદિરૂપે ઉત્પન્ન થતા હોવાથી તેને ગોજા કહેવામાં આવે છે યજ્ઞના સાધનરૂપે ઉત્પન્ન થતા હોવાથી તે ઋતજા કહેવાય છે.

પર્વતોમાંથી નદી આદિરૂપ ઉત્પન્ન થતા હોવાથી તેને અદ્રિજા કહે છે. સર્વનો આત્મા છતા સત્ય સ્વભાવવાળા હોવાથી તેને ઋતજા કહેવામાં આવે છે સર્વના કારણરૂપ હોવાથી આત્માને બૃહત્ કહેવામા આવે છે સર્વ રીતે જગતનો આત્મા એક છે, પણ તેનો કોઈ રીતે ભેદ નથી, એ આ સર્વનુ તાત્પર્ય છે શુચિષત્-સ્વર્ગમાં ગમન કરનાર. અંતરિક્ષસત્-અંતરિક્ષમાં ગમન કરનાર. ૨

ऊर्ध्वम्प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते ॥ ३ ॥

આત્મોપલબ્ધિનુ ચિહ્ન

શબ્દાર્થ—જે આત્મા પ્રાણ વાયુને ઉર્ધ્વ ચઢાવે છે તથા અપાનને નીચે ગમન કરાવે છે તેવા મધ્ય કહેતાં અંતઃકરણમાં રહેલા વામનરૂપ અર્થાત્ પરિચ્છિન્નરૂપે ભાસતા આત્માની વિશ્વેદેવો ( ઇન્દ્રિયો ) ઉપાસના કરે છે ૩

ટીકા—અહીં વામન કહેવાનુ કારણ એ કે, તે અંગુષ્ઠ માત્ર દેશમાં રહી શકે છે જેમ પ્રજા પોતાના રાજાની સેવા કરે છે, તેમ ભિન્ન ભિન્ન વૃત્તિઓરૂપી ભેટવડે પ્રજારૂપી ઇન્દ્રિયો રાજારૂપી આત્માને સંતુષ્ટ કરે છે ૩

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ४ ॥

આત્માની દેહાદિથી વ્યતિરિક્તપણુ.

શબ્દાર્થ—આત્મા જે શરીરમા રહે છે તે જ્યારે તેમાંથી નિકળી જાય છે તથા તેનાથી વિભક્ત થઈ જાય છે ત્યારે તેમાં શું કાંઈ બાકી રહે છે ? આ તે છે ૪

ટીકાઃ—આ શરીરમાં સ્થિત દેહવાળા આત્માનો દેહથી મુક્ત થયા પછી આ દેહના મધ્યમાં પ્રાણાદિકનો સમૂહ શું શેષ રહે છે ? કાંઈ પણ શેષ રહેતું નથી. આ જ બ્રહ્મ છે અર્થાત્ તે આત્મા દેહથી ભિન્ન છે. ૪.

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥

શબ્દાર્થઃ—કોઇ પણ મર્ત્ય પ્રાણવડે જીવતો નથી, તેમ અપાનવડે જીવતો નથી; પણ જેને વિશે આ બન્ને આશ્રયી છે તેવા અન્યવડે તે જીવી શકે છે. ૫

પ્રાણાદિથી મનુષ્યજીવનનો અસંભવ.

ટીકાઃ—શંકર ભગવાનનું કહેવું એમ છે કે, જીવનનું કારણ પ્રાણ અપાનાદિને આધીન નથી, કારણ તેઓ કોઈ બીજી વસ્તુ સાથે સંબંધ ધરાવે છે. કોઈ વસ્તુ જે તે ઇન્દ્રિયોને તેઓના યોગ્ય કાર્યમાં પ્રયોજે છે, તેના સિવાય ઇન્દ્રિયાદિ સમૂહ કાંઈ પણ કાર્ય કરવા સમર્થ નથી. કોઈ પણ પુરુષ વસ્તુઓને તેના યોગ્ય સ્થાનમાં ગોઠવ્યા સિવાય ગૃહ બાંધવાની વસ્તુઓ એની મેળે ગોઠવાઈ જતી નથી. ભાવાર્થ એ કે, કોઈ પણ દેહધારી મનુષ્ય પ્રાણવડે તથા અપાનવડે જીવતો નથી, ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે જીવતો નથી. સર્વ એકઠા થયલા પ્રાણાદિથી વિલક્ષણ ચૈતન્ય આત્માથી સર્વ સંઘાતરૂપ થઈ મનુષ્ય જીવે છે અર્થાત્ પ્રાણને ધારણ કરે છે. આ પ્રાણ અપાનાદિ ઇન્દ્રિયોના સંઘાતથી વિલક્ષણ પરમ બ્રહ્મરૂપ આત્મા હોવાથી, પ્રાણાપાનાદિ સ્થિતિને પામે છે. ૫

हन्त त इदम्प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनं ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥

શબ્દાર્થઃ—હવે ફરી હું તને સનાતન બ્રહ્મ જણાવીશ, જે ગોપ્ય-છૂપું રાખવા યોગ્ય છે અને હે ગૌતમ ! ( કેવી રીતે તેને ઓળખવાથી સંસારના સંબંધો તૂટી જાય છે ) અને વળી કેવી રીતે (તેને

પુનઃ ગોપ્ય બ્રહ્મનું સ્વરૂપ કથન.

ન ઓળખવાથી અજ્ઞાની) મૃત્યુને પ્રાપ્ત થઇ ( ફરી ) શરીરને ધારણ કરે છે. ( તે સર્વ તું સાંભળ. ) ૬

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथा कर्म यथा श्रुतम् ॥ ७ ॥

શબ્દાર્થ—દેહ ધારણ કરવા અર્થે ( મૃત્યુ પછી ) કેટલાક અજ્ઞાનીઓ યોનીને પ્રવેશ કરે છે બીજા કેટલાકો અર્થાત્ અત્યંત પાપીઓ વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે આ લોકમા જેવા કર્મ કરવામા આવે છે તથા જેવી રીતનું ગુરૂ યા નરસુ જ્ઞાન સપાદન કરેલું હોય છે, તેને લાયક જીવને શરીરની પ્રાપ્તિ થાય છે. ૭

ટીકા —હે નચિકેતા ! અન્ય કેટલાએક દેહાભિમાની મૂઢ પુરૂષો જગમ શરીરના ગ્રહણમાટે રજ વીર્યવડે મિશ્રિત થઈ માતાની યોનીના દ્વારવડે પ્રવેશને પામે છે તેમ જ વળી કેટલાકો જે અધમ પુરૂષો હોય છે તે મરણને પામી વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. જેણે આ જ ન્મમા જેવાં કર્મો કર્યા હોય છે, તેવા કર્માનુસાર શરીરને પામે છે તેમાંથી જેઓએ શાસ્ત્રવડે જેવી ઉપાસના સપાદન કરી હોય છે, તે ઉપાસનાને અનુસાર શરીરને ધારણ કરે છે. ૭

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ८

શબ્દાર્થ —જે આ સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ પુરૂષ દરેક કામને અર્થાત્ પશુપુત્રાદિના રૂપને રચતા છતાં સર્વ ઇન્દ્રિયો ઉપરામ પામવા છતા જાગે છે, તે જ શુદ્ધરૂપે, બ્રહ્મ અર્થાત્ વ્યાપક રૂપે તથા મોક્ષ સ્વરૂપે કહેવાય છે તે બ્રહ્મમાં સર્વ લોકો અર્થાત્ પૃથ્વી આદિ સ્થિતિ કરી રહેલાં છે. આ બ્રહ્મનું કોઈ અતિક્રમણ કરતું નથી. આ જ તે બ્રહ્મ છે. ૮

શુદ્ધ બ્રહ્મનું સ્વરૂપ

ટીકાઃ—હે નચિકેતા ! સ્વપ્નમાં ત્વચાદિ ઇન્દ્રિયો શયનને પામે છે, પણ સ્વયંજ્યોતિ આત્મા શયનને પામતો નથી, પણ સર્વને પ્રકાશ કરે છે. સ્વપ્નાવસ્થામાં અનેક પદાર્થોને આત્મા અવિદ્યાની સાથે મેળવી ઉત્પન્ન કરે છે, પણ વાસ્તવિક રીતે જોતાં આત્મા શુદ્ધ સાક્ષીરૂપ છે. સ્વપ્નમાં અનેક સ્ત્રી પુત્રાદિક જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તેનો આત્મા સાથે જરા પણ સંબંધ નથી. સર્વ વાતે આત્મા શુદ્ધ રૂપ છે. તે બ્રહ્મરૂપ છે. તે અમૃતરૂપ અર્થાત્ અવિનાશીરૂપ છે. પૃથિવી આદિ સર્વ લોક આ બ્રહ્મમાં આશ્રયને પામેલ છે. કારણ આ બ્રહ્મ સર્વ લોકનું કારણ હોવાથી, તેનું કોઈ ઉલ્લંઘન કરતું નથી અર્થાત્ બ્રહ્મભાવને છાડી, તેથી અન્ય ભાવને કોઈ પામતું નથી. આ તે બ્રહ્મ છે. ૮

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥९॥

આત્માના સર્વવ્યાપીપણાનું દૃષ્ટાંત.

શબ્દાર્થઃ—જેમ એક અગ્નિ ભુવનને અર્થાત્ કાષ્ઠસમૂહને પામી અનેક પ્રકારના કાષ્ઠપ્રતિ ઉપાધિરૂપ કાષ્ઠના સમાન આકારવાળો થાય છે, તે જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રમાં રહેલો આત્મા દરેક શરીરમાં શરીરના સમાન આકારવાળો થાય છે. પણ સ્વરૂપે કરી શરીરથી તે વિલક્ષણ અર્થાત્ આકાશની માફક નિર્વિકારી રહે છે. ૯

ટીકાઃ—કાષ્ઠના સમાન આકારવાળો—અનેક પ્રકારનાં કાષ્ઠાદિકોવડે અનેક પ્રકારે જેમ અગ્નિ થાય છે. બૃહદારણ્યકના બીજા અધ્યાયના ૬ ઠ્ઠા બ્રાહ્મણના ૫ મા મંત્રમાં કહ્યું છે કે-इदं वै तन्मधु दध्यङ् आथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचद्रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय इन्द्रो मायाभिः पुरुरूप ईयते ॥ અર્થઃ—અથર્વણના પુત્ર દધ્યઙ્ગે અશ્વિનીઓને કહ્યું કે, આ તે મધ છે. આને જોઈ ઋષિ કહેવા લાગ્યા કે, આનું દરેક રૂપ પ્રતિરૂપે થયું. તે જ રીતે તેનું રૂપ ખુલ્લું પ્રદર્શિત કરવા ઇન્દ્ર (પરમાત્મા) માયાવડે અનેકરૂપે પ્રકટ થાય છે. ભાવ એ છે કે, હે નચિકેતા ! જેમ અગ્નિ વાસ્તવિક રીતે એક છતાં ભુવનને પ્રવેશ કરી બાળવા યોગ્ય કાષ્ઠાદિ વસ્તુઓના

દરેક રૂપને પ્રતિરૂપે થાય છે, અર્થાત્ તે અગ્નિ ઘણે પ્રકારે થાય છે, તેમ એક જ આત્મા સર્વ ભૂતોના અન્તરમા પ્રવેશ કરી દરેક શરીર રૂપ ઉપાધિને પ્રતિરૂપે થઈ અનેક પ્રકારનો પ્રતીત થાય છે, તેમ જ તે આકાશની માફક બહાર પણ વ્યાપક છે. ૯

वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥

આત્માનુ સર્વ દુઃખોથી નિર્લેપત્વ

શબ્દાર્થ—જેમ એક સમષ્ટિરૂપ વાયુ ( વ્યષ્ટિસૂક્ષ્મ શરીરરૂપ ) લોકને પ્રાણરૂપે કરી પામી અનેક પ્રકારના શરીરપ્રતિ શરીર સદૃશ અનેકરૂપે થાય છે, તે જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રમા રહેલો આત્મા એક છતાં દરેક શરીરમા શરીર સમાન આકારવાળો થાય છે. પણ સ્વરૂપે કરી શરીરથી તે વિલક્ષણ અર્થાત્ આકાશની માફક નિર્વિકારી રહે છે. ૧૦.

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ११

શબ્દાર્થ—જેમ એક સૂર્ય જે આ લોકના ચક્ષુરૂપે છે, તેને ચક્ષુષ્ સબંધી બાહ્ય દોષનો લેપ થતો નથી, તેમ જ સર્વ ભૂત માત્રની બુદ્ધિમા રહેલા એક જ આત્માને લોકના અર્થાત્ પ્રાણીમાત્રના દુઃખવડે લેપ થતો નથી, કારણ કે તે તેનાથી બાહ્ય છે. ૧૧

ટીકા—જેમ સૂર્ય બહાર મલમૂત્રાદિ સર્વ પદાર્થોને જોનારાના ચક્ષુપર ઉપકાર કરે છે તથા જે સર્વ લોકના ચક્ષુરૂપ છે તે ચક્ષુ આદિના દોષોવડે તેમ જ મલમૂત્રાદિના દોષોવડે લેપાયમાન થતો નથી, તેમ જ એક આત્મા સર્વ ભૂતોમા તેમના અન્તરાત્મારૂપે રહી લોકોના દુઃખથી લિપ્ત થતો નથી ૧૧

एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् १२

આત્મૈક્યથી પ્રાપ્ત થતું સુખ.

શબ્દાર્થઃ—તે એક રૂપે, સર્વને વશકર્તારૂપે તથા સર્વ ભૂતમાત્રના અંતરાત્મારૂપે છે. તે પોતાના એક રૂપને અનેકરૂપે કરે છે. જે વિવેકી પુરુષો પોતાના આત્મારૂપે રહેલા આને ઓળખે છે, તેઓને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, પણ બીજાઓને પ્રાપ્ત થતું નથી. ૧૨.

ટીકાઃ—તેમ જ ભગવદ્‌ગીતાના ૧૩ મા અધ્યાયના ૩૩ મા શ્લોકમાં કહ્યું છે કે, यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते કાદવ વગેરેમાં આકાશ રહ્યું છે, છતાં પણ તે સૂક્ષ્મ તથા અસંગ હોવાથી જેમ લેપાતું નથી, તેમ જ આત્મા પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ દેહમાં રહ્યો છે, છતાં પણ અસંગપણાથી દેહના ગુણવડે લેપાતો નથી. પણ અલેપ રહે છે. ૧૨

नित्योऽनित्यानाञ्चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्१३

શબ્દાર્થઃ—તે સર્વ અનિત્ય વસ્તુઓમાં એક નિત્ય રૂપે છે, તે સર્વ ચેતન વસ્તુઓમાં એક ચેતનરૂપે છે. તે ઘણાંઓમાં એકરૂપે છતાં કામોને પૂરા પાડે છે. જે વિવેકી પુરુષો બુદ્ધિમાં રહેલા આને જુવે છે, તેઓને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે પણ અન્યને નહિ. ૧૩.

ટીકાઃ—હે નચિકેતા ! પરમાત્મા અનિત્ય વસ્તુઓમાં નિત્યરૂપે અર્થાત્ અધિષ્ઠાનરૂપે છે. બ્રહ્માદિક જંગમ પ્રાણીના ચૈતન્યમાં ચૈતન્ય રૂપ છે અર્થાત્ સત્તાસ્ફૂર્તિ આપવાવાળા છે. જેમ અગ્નિના સંબંધથી તૃણાદિનો દાહ થાય છે, તે દાહધર્મ અગ્નિનો છે તેમ ચૈતન્ય પ્રાણીઓમાં વસ્તુ જાણવાની જ્ઞાનશક્તિ આત્માની છે. આ એક સર્વજ્ઞ પરમેશ્વર પ્રાણીઓના કર્માનુસાર અનેક પ્રકારે કરી કર્મનું ફળ તેમને આપે છે. આ આત્માને જે વિવેકી પુરુષ પોતાના અંતઃકરણમાં નિત્ય સાક્ષીરૂપે જાણે છે, તેને નિરંતર શાંતિ પ્રાપ્ત થાય છે. આથી બાહ્ય પુરુષોને શાંતિ પ્રાપ્ત થતી નથી. ૧૩

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यम्परमं सुखम् ।
कथन्नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥

શબ્દાર્થ—તે પરમ સુખ કહેવાને અશકય છતાં વિવેકી પુરુષો અપરોક્ષપણાવડે માને છે. આ પરમ સુખને હું કેવી રીતે જાણું ? શું તે સુખનો પરોક્ષપણાથી મને ભાસ થાય છે અથવા તો વિશેષે કરી ભાસ થાય છે ? (આ પ્રમાણેનું ચિંતન કરનારા વિરક્ત આત્માને વાણી તથા મનથી ન જાણી શકાય એવા સુખનો પ્રતિભાસ થાય છે. ) ૧૪.

આત્મસુખમાં વિવેકીનો અનુભવ

ટીકા—વાણીનો અવિષય તથા પરમ સુખરૂપ બ્રહ્મને સંન્યાસી ત્રણ પ્રકારની ઇચ્છાથી રહિત થઈ અપરોક્ષરૂપે જાણે છે આની રીતના સુખનો હુ અધિકારી છુ એનો હુ કેવી રીતે નિશ્ચય કરી શકું ? આ સુખરૂપ બ્રહ્મ ભાસે છે કે નથી ભાસતુ ? ૧૪

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥१५

શબ્દાર્થ—ત્યાં ( બ્રહ્મમાં ) સૂર્ય પ્રકાશ આપી શકતો નથી તેમ જ ચંદ્રમા, તારા તથા વિજળી ત્યાં પ્રકાશતાં નથી, તો અગ્નિ તો કેવી જ રીતે પ્રકાશી શકે ? તે આનંદાત્માનો પ્રકાશ હોવાથી સૂર્યાદિ સર્વ પ્રકાશે છે. સ્વપ્રકાશરૂપ બ્રહ્મના પ્રકાશવડે આ સર્વ લોક પ્રકાશે છે. ૧૫

બ્રહ્મની સ્વયં પ્રકાશતા

ટીકા—હે નચિકેતા ! બ્રહ્માત્મા પ્રકાશમાન છે તથા સ્વયં જ્યોતિરૂપ છે આ બ્રહ્મસ્વરૂપ આત્માને પ્રકાશ કરવામાં સૂર્ય, ચંદ્રમા, તારા તથા વિજળી સમર્થ નથી જો સૂર્યાદિ આ આત્માને પ્રકાશ કરવામા સમર્થ નથી, તો અગ્નિ તે કયાથી જ પ્રકાશ કરી શકે ? માટે આત્માના પ્રકાશના પછી સૂર્યચંદ્રમાદિ પ્રકાશ કરે છે સૂર્યાદિનો સ્વતંત્ર પ્રકાશ નથી, પણ આત્માના પ્રકાશવડે સૂર્યચંદ્રમાદિ સર્વ જગત્ પ્રતીત થાય છે. ૧૫

## ૫ષ્ઠ વલ્લી.

**કાર્યના નિશ્ચયથી કારણબ્રહ્મનો નિશ્ચય.**

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रन्तद्ब्रह्म तदेवामृतमुच्यते ॥
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥१॥

શબ્દાર્થ:—આ ( જગત્ ) સનાતન અશ્વત્થ વૃક્ષરૂપ છે, જેનું મૂળ ઊર્ધ્વ છે તથા શાખાઓ અધોભાગવિશે છે. આ પવિત્ર તથા સર્વવ્યાપકરૂપે કહેવાય છે. તેમ જ તે અમૃતરૂપે શ્રુતિથી કહેવાય છે. આના સર્વ લોકો આશ્રયી છે, કોઈ પણ એનું અતિક્રમણ કરી શકતું નથી. આ તે છે. ૧.

ટીકા:—તત્ શ્રી શંકર ભગવાનના મત પ્રમાણે મૂલની સાથે સંબંધ ધરાવે છે. ऊर्ध्वमूलः—બ્રહ્માત્મક કારણ ઊર્ધ્વ છે અર્થાત્ ઉત્કૃષ્ટ છે.

अधःशाखः—શાખા અર્થાત્ કાર્યોપાધિ અધોભાગમાં છે અર્થાત્ નિકૃષ્ટ છે. આજ પ્રમાણે ભગવદ્ગીતાના ૧૫ મા અધ્યાયના ૧ લાથી ૩ જા શ્લોકમાં દર્શાવ્યું છે જે, ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् । छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनु संततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा ॥

હે નચિકેતા ! આ સંસારનું અશ્વત્થરૂપી વૃક્ષ છે. જે વસ્તુ બીજે દિવસે ન રહેનારી હોય તેને અશ્વત્થ કહેવામાં આવે છે. આ કારણથી શ્રુતિએ સંસારને અશ્વત્થરૂપે પ્રાનપાદન કર્યું છે. આ સંસારરૂપી વૃક્ષનું મૂળ કારણ સર્વથા ઊર્ધ્વરૂપે રહેલ છે તથા ચૌદ ભુવનોમાં થનારાં અંડનાદિ ચાર પ્રકારનાં જીવો બ્રહ્મરૂપ મૂળની નીચેની શાખા છે. આ અશ્વત્થના પ્રવાહમાં અનાદિ કાળથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થયાં કરે છે. તેને સંતાન કહેવામાં આવે

છે આ સંસાર રૂપી પીપળીના વૃક્ષનું મૂળ કારણ શુદ્ધરૂપ તથા બ્રહ્મરૂપ છે. તે સત્યરૂપ હોવાથી અવિનાશીરૂપ અમૃત કહ્યું છે આ સત્યબ્રહ્મમાં મિથ્યારૂપ ભાસ્યમાન સર્વ લોક ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયમાં આશ્રયને પામે છે. જેમ ઘટાદિ કાર્ય પોતાના કારણ મૃત્તિકાદિકનું સ્વરૂપ છોડી વર્તતુ નથી તેમ કોઈ પણ કાર્ય બ્રહ્મને ઉલ્લંઘન કરી શકતુ નથી આ તે બ્રહ્મ છે. ૧

**यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।**
**महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ॥**

બ્રહ્મ સર્વના નિયતા

શબ્દાર્થ—આ પ્રત્યક્ષ જગત્ જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે, તે પ્રાણસ્વરૂપ બ્રહ્મના અસ્તિત્વથી પોતાના વ્યાપાર કરે છે. તે (બ્રહ્મ) ઉગામેલા વજ્રના સરખું મહાન્ ભયરૂપે છે. જેઓ આને જાણે છે, તે અમૃતરૂપ થાય છે. ૨.

ટીકા—હે નચિકેતા ! આ સર્વ જગત પ્રાણરૂપ બ્રહ્મના અસ્તિત્વથી ચલાયમાન છે આ જગતની ઉત્પત્તિ આદિનુ કારણ બ્રહ્મ સર્વ જગતને મહાન્ ભયરૂપ છે જેમ વજ્ર ઉગામતા સ્વામીના ભયથી ભૃત્યાદિકો પોતપોતાના વ્યાપારમા નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે, તેમ સૂર્ય ચંદ્ર આદિ સર્વ જગત્ બ્રહ્મના ભયથી પોતપોતાના વ્યાપારમા નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે જે પુરુષ આ શરીરાદિના સાક્ષી એક બ્રહ્મને આત્માથી અભિન્ન રૂપે જાણે છે, તે મૃત્યુ ધર્મથી રહિત થાય છે ૨

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥**

બ્રહ્મ સર્વ ભયના હેતુરૂપ

શબ્દાર્થ—તેના ( બ્રહ્મના ) ભયથી અગ્નિ બળે છે, તેના ભયથી સૂર્ય તપે છે, તેના ભયથી ઇન્દ્ર વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે તથા પાંચમુ મૃત્યુ પણ તેના ભયથી પાપીઓને શિક્ષા કરવા દોડે છે ૩.

ટીકા—આ જ રીતે તૈત્તિરીય ઉપનિષદના બ્રહ્મ વલ્લીના ૨ જા અનુવાકના ૮ મા ખંડમા કહ્યુંછે કે, भीषास्माद्वातः पवते । भीषोदेति

भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चम. ॥ તેના ભયથી પવન વાય છે, તેના ભયથી સૂર્ય ઉગે છે, તેના ભયથી ઇન્દ્ર, અગ્નિ તથા પાંચમું મૃત્યુ ગમન કરે છે. ૩

इह चेदशकद्बोद्धुम्पाक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

શબ્દાર્થઃ—જો અહીં (આ લોકમાં) શરીરનો નાશ થાય તે પહેલાં તેને (બ્રહ્મને) ઓળખવા શક્તિમાન્ થાય છે (તો તે જગતના બંધનમાંથી મુક્ત થાય છે, પણ જો તેને ઓળખવા શક્તિમાન્ થતો નથી તો) તે ઉત્પન્ન થયલા લોકમાં શરીર ગ્રહણ કરવાને બંધાયલો છે. ૪.

यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके ।
यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके५

શબ્દાર્થઃ—જેમ શુદ્ધ દર્પણમાં સ્પષ્ટ પ્રતિબિંબ જણાય છે, તેમ આત્મામાં અર્થાત્ સાધન આત્મજ્ઞાનની આવશ્યકતા-ચતુષ્ટય યુક્ત મનુષ્યની બુદ્ધિમાં આત્માની પ્રતીતિ થાય છે. જેમ સ્વપ્ન કાળે આત્માનું સ્વરૂપ સ્પષ્ટ પ્રતીત થતું નથી, તેમ પિતૃલોકમાં અર્થાત્ વિષયસુખમાં આસક્ત બુદ્ધિમાં આત્મદર્શન સ્પષ્ટ પ્રતીત થતું નથી. જેમ ચંચળ જળમાં અવયવ સ્પષ્ટ દેખાતા નથી તેમ ગંધર્વ લોકમા અર્થાત્ ચંચળ ચિત્તમાં આત્મા સ્પષ્ટ પ્રતીત થતો નથી. જેમ છાયા તથા તડકાની ભિન્ન પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મલોકમાં અર્થાત્ હિરણ્ય ગર્ભના લોકમાં ઉપાધિથી ભિન્નરૂપે શુદ્ધ ચિદાત્મ સ્વરૂપની પ્રતીતિ થાય છે. ૫.

इन्द्रियाणाम्पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥

શબ્દાર્થઃ--પોતપોતાના આકાશાદિ કારણમાંથી ભિન્ન ભિન્ન ઉત્પન્ન થયેલી શ્રોત્રાદિ ઇન્દ્રિયોની ભિન્નતા તથા તેઓનો પરસ્પર ભેદ જે ચૈતન્ય જાણે છે, તેમજ જે ચૈતન્ય ઉદય અસ્તને અર્થાત્ ઇન્દ્રિયોના વ્યાપારને જાણે છે, તે ચૈતન્યનો સાક્ષાત્કાર કરી વિવેકી પુરુષ શોકને પામતો નથી. ૬.

વિવેકાત્માનું સાધન તથા જ્ઞાનનું ફળ.

इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥

શબ્દાર્થ—ઇન્દ્રિયોના કરતાં સંકલ્પવિકલ્પાત્મક મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં સત્વ અર્થાત્ વ્યષ્ટિ બુદ્ધિ ઉત્તમ છે, બુદ્ધિ કરતાં મહાન્ આત્મા અર્થાત્ સમષ્ટિ બુદ્ધિ ઉત્તમ છે તથા સમષ્ટિ બુદ્ધિ કરતાં અવ્યાકૃત ઉત્તમ છે. ૭.

ટીકાઃ—હે નચિકેતા ! ઇન્દ્રિયોથી ઉત્કૃષ્ટ મન છે તથા મનથી પર ઉત્તમ નિશ્ચયરૂપ બુદ્ધિ છે. આ વ્યષ્ટિ બુદ્ધિથી પર સમષ્ટિ બુદ્ધિરૂપ મહતત્ત્વ છે. આ મહતત્ત્વથી પર અવ્યક્તરૂપ માયા છે. ૭

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वञ्च गच्छति ॥ ८ ॥

શબ્દાર્થઃ—અવ્યક્તથી પર પુરુષ છે, જે વ્યાપકરૂપ તથા અલિંગ અર્થાત્ બુદ્ધિ આદિ ઉપાધિથી રહિત છે. આને જાણવા પછી જન્તુ બંધનમાંથી મુક્ત થાય છે તથા અમૃતપણાને પામે છે. ૮

न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषी मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥

શબ્દાર્થઃ—આ પુરુષનું સ્વરૂપ, દશ્યરૂપમાં રહેલ નથી અર્થાત્ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રાપ્તિ રૂપે નથી કોઈપણ તેને આંખથી જોઈ શકતું નથી. મનની એકાગ્ર બુદ્ધિવડે મનને વશ કરવાથી તથા મનવડે વિચારવાથી વિવેકી પુરુષ આ જાણે છે તથા તેઓ અમૃતરૂપ થાય છે. ૯

અલિંગ પુરુષના દર્શનનો અસંભવ.

ટીકા:—આ જ પ્રમાણે શ્વેતાશ્વતર ઉપનિષદમાં ૪ થા અધ્યાયના ૨૦ મા મંત્રમાં કહ્યું છે કે, **नसन्दृशेतिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्च नेनम्। हृदा हृदिस्थं मनसा य एनमेवं विदुरमृतास्ते भवन्ति** ભાવ એ છે કે આ પ્રત્યગાત્માનું રૂપ દર્શન વિષયમાં સ્થિત નથી. કોઈ પણ પુરુષ આ આત્માને ચક્ષુ ઇન્દ્રિયથી અથવા સર્વ ઇન્દ્રિયોથી દેખી શકતો નથી. ત્યારે તે કેવી રીતે જોવાઈ શકે છે, તેના પ્રત્યુત્તરમાં એમ કહેવામાં આવ્યું છે, કે હૃદયમાં રહેલ મનના સંકલ્પાદિકથી રહિત કરવાવાળી બુદ્ધિનાં સમ્યક્દર્શન સ્વરૂપ મનન અર્થાત્ વિચાર રૂપ મને કરી પ્રકાશિત થયેલો આત્મા જાણવો શક્ય છે. આ આત્મા બ્રહ્મ સ્વરૂપ છે, એમ જે જાણે છે તે મરણધર્મથી રહિત અમૃતરૂપ થાય છે. ૯

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमाङ्गतिम् ॥ १० ॥

શબ્દાર્થ:—જ્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો મનની સાથે યુક્ત થઈ રહે છે તથા જ્યારે વ્યવસાયાત્મક બુદ્ધિ કોઈ રીતનો વ્યાપાર કરતી નથી, ત્યારે પરમગતિ પ્રાપ્ત થઈ, એમ યોગીઓ કહે છે. ૧૦

મનને નિયમમાં રાખવું તે યોગ.

ટીકા:—જે સમયે શ્રોત્રાદિક પંચજ્ઞાનેન્દ્રિયો, જેની પાછળ પાછળ ચાલે છે, એવા સંકલ્પાત્મક મન સહિત પોતે વ્યાપારોમાંથી નિવૃત્ત થઇ, આત્મામાં સ્થિત થાય છે તથા નિશ્ચયરૂપ બુદ્ધિ પોતાના આચરણમાં ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને યોગી પુરુષો પરમ ગતિ કહે છે. ૧૦

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥

શબ્દાર્થ:—ઇન્દ્રિયોને દૃઢપણે નિયમમાં રાખવી, તેને મુનિઓ યોગ કહે છે. ત્યારે અર્થાત્ યોગના આરંભકાળે યોગીએ અપ્રમત્ત થવું જોઇએ. કારણ કે યોગ ઉત્પત્તિ તથા વિનાશ બન્નેને ભજે છે. ૧૧

ટીકા.—જ્યારે આત્માના ચિંતનમાં જ કેવળ પોતાના મનને જ્યારે તે દોરવે છે ત્યારે અપ્રમત્ત થાય છે. ભાવ એ છે કે, આ

ર્થાત્ પુંડરીક કહે છે. તેનો ભેદ કરી પ્રાણને કંઠપ્રતિ લઇ જવો. મનના નિર્મળ બુદ્ધિરૂપી તીક્ષ્ણ ખડ્ગને ગ્રહણ કરી પગના ઉપરના ભાગમાં રહેલા સર્વ મર્મોનું છેદન કરવું. તીક્ષ્ણ મનોદ્વારવડે સર્વદા યોગનો આશ્રય કરવો. મર્મ તથા જંઘાનું જે છેદન, તેને ઇન્દ્ર વજ્ર કહે છે. ધ્યાનબળના યોગવડે ધારણાથી છેદન કરવું જોઇએ. ઉરૂના મધ્ય ભાગમાં પ્રાણની સ્થાપના કરવી તથા મર્મસ્થાનોમાંથી પ્રાણનો વિસર્ગ કરવો. આ રીતે અભ્યાસના યોગવડે સર્વ ગ્રંથિનો છેદ કરવો. યોગી કંઠપ્રદેશમાં નાડીના સમૂહને એકઠી કરે છે. સર્વ નાડીમાં એકસો ને એક નાડી ઉત્તમ છે. સુષુમ્ણા નાડી પરમાં લીન થાય છે, વિરજા નાડી બ્રહ્મરૂપિણી છે, વામમાં ઇડા નાડી રહે છે તથા પિંગલા દક્ષિણમાં રહે છે. આ બે નાડીના મધ્યમાં જે સ્થાન છે તે જે જાણે છે, તે આત્મજ્ઞાની છે. સૂક્ષ્મ નાડીનો વિસ્તાર બોતેર હજારનો છે. ધ્યાનવડે સર્વ નાડીનો છેદ થાય છે, પણ સુષુમ્ણાનો છેદ થતો નથી. યોગરૂપી નિર્મળ ધારવાળા તથા અગ્નિરૂપી તેજવાળા ખડ્ગવડે સમાધિની પ્રભાવડે આ જન્મમાં સો નાડીનો યોગી છેદ કરે છે. આ રીતે શુભાશુભ ભાવવડે સુષુમ્ના નાડીનું ધ્યાન કરવું. આથી પુનર્જન્મનો નાશ થાય છે. તપવડે જેણે ચિત્તના પર વિજય મેળવ્યો છે, એવો પુરૂષ એકાંત સ્થળનો આશ્રય કરી તથા અપેક્ષાથી રહિત થઈ નિઃસંગરૂપી તત્વને જાણનારો થાય છે. પાશનો છેદ કરી જેવી રીતે હંસ શંકા રહિત થઈ આકાશમાં ઉડી જાય છે, તે પ્રમાણે જીવ પાશનો ત્યાગ કરી સંસાર તરી જાય છે. જેમ દીવો સર્વને ભસ્મ કરી લયને પામે છે, તેમ યોગી સર્વ કર્મનું દહન કરી લયને પામે છે. યોગવાન્ ઉત્કૃષ્ટ પ્રાણાયામવડે તથા માત્રાના ધારણ કરવાથી, વૈરાગ્યરૂપી પથ્થરના ઘસવાવડે તંતુનો નાશ કરી મોક્ષને પામે છે. જ્યારે કામના મુક્ત થાય છે ત્યારે અમૃતપણાને પામે છે. સર્વ ઇષણાથી મુક્ત થયલો તંતુનો છેદ કરી બંધનને પામતો નથી.

## મંત્રિકોપનિષદ્.

### માયાનું નિરૂપણ

આઠ પાદવાળા, શુચિ, ત્રણ સૂત્રવાળા, અણુ, અવ્યય, ત્રણ માર્ગવાળા હંસ સર્વને જુએ છે પણ કોઈ તેને જોતું નથી. જ્યારે તમરૂપી અજ્ઞાનનો નાશ થાય છે ત્યારે સત્વનો આશ્રય કરનારા ગુણરૂપી ગુફામાં નિર્ગુણને જુવે છે. વિકારને ઉત્પન્ન કરવાવાળી, આઠરૂપવાળી માયાનો આશ્રય છે ત્યાંસુધી જોવાને અશક્ય છે. અ-

ધ્યાસવાળા આ હંસવડે ધ્યાન કરાય છે, વિસ્તાર કરાય છે, પ્રેરણા કરાય છે તથા સર્વ ઉત્પત્તિને પામે છે તથા તેનાવડે સર્વ જગત્ અધિષ્ઠિત છે. ગૌરવાદિ અંતવાળી, જનયિ, પ્રાણીને ઉત્પન્ન કરવાવાળી, શુક્લ તથા કૃષ્ણરૂપવાળી, રક્ત, સર્વ કામોનું દહન કરવાવાળી, વિષયથી રહિત તથા અવિજ્ઞાત માયાનું મૂઢ લોકો પાન કરે છે. જેને સર્વ વશ છે એવા પરમાત્મા જ સ્વચ્છંદ રીતે આ માયાનું પાન કરે છે. ભગવાન્ ધ્યાન તથા ક્રિયાવડે આને ભોગવે છે. સર્વને સાધારણ, દોહન કરવાવાળી આ માયાનું યાજ્ઞિકો પાન કરે છે. મહાત્માઓ આ માયામાં સારા વર્ણવાળા, પિપળાનું ભક્ષણ કરનાર તથા ઉદાસીન, ધ્રુવ હંસને જુવે છે. આ હંસનુ સ્નાતકો તથા અધ્વર્યુઓ ગાન કરે છે. શાસ્ત્રમાં કુશળ અનેક ઋચાઓ આત્માની પ્રશંસા કરે છે. સાત વૈધ્રોવડે બૃહત્ રથંતર સામનું ગાન કરવામાં આવે છે. પદ તથા ક્રમયુક્ત મંત્રને દર્શાવનાર બ્રહ્મનું ભાર્ગવો તથા ભૃગુમાં ઉત્તમ અથર્વવાદીઓમાં પઠન કરે છે. કાલ, પ્રાણ આદિ છવીસ નામોવડે તેની સ્તુતિ કરવામાં આવે છે. આ પરબ્રહ્મમાં સર્વ સ્થાવર જંગમ રહ્યું છે. તેનામાં સર્વનો લય થાય છે, તેનામાં સર્વ ભાવો લયને પામે છે તથા લીન થઈ અવ્યક્તતાને પામે છે. તથા ફરી પરપોટાની માફક ઉત્પન્ન થાય છે.

## સર્વ સારોપનિષદ્.

### અવસ્થાનિરૂપણ.

બંધ કેવી રીતે? મોક્ષ કેવી રીતે? વિદ્યા કોને કહેવી? અવિદ્યા કોને કહેવી? જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયાવસ્થા કોને કહેવી? અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય કોશ એટલે શું? કર્તા જીવ, પંચવર્ગ, ક્ષેત્રજ્ઞ, સાક્ષી, કૂટસ્થ તથા અંતર્યામી એટલે શું? પ્રત્યગાત્મા, પરાત્મા તથા માયા એટલે શું? બંધઃ—જીવનું અનાત્મદેહાદિમાં આત્માપણાનું જે અભિમાન તે બંધ. મોક્ષ—અભિમાનનો નાશ તે મોક્ષ. અવિદ્યાઃ—જે અભિમાનને કરાવે તે વિદ્યાઃ—જેનાવડે અભિમાન નિવૃત્ત થાય તે. જાગ્રતાવસ્થાઃ—આદિત્યાદિથી અધિષ્ઠિત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિ સ્થૂલ વિષયોની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે જાગ્રત. સ્વપ્ન—વાસના સહિત ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિનો અભાવ છતાં વાસનામય શબ્દાદિની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વપ્ન. સુષુપ્તઃ—ચૌદ ઇન્દ્રિયો વિરામ પામવા પછી, વિશેષ જ્ઞાનનો અભાવ થવાપછી જ્યારે શબ્દાદિની પ્રાપ્તિ નથી થતી ત્યારે સુષુપ્ત. તુરીયા—ત્રણ અવસ્થાનો ભાવાભાવરૂપ સાક્ષી સ્વયંભાવથી

તથા વિનાશથી રહિત તથા અંતરયથી રહિત જે ચૈતન્ય છે તેને જ્ઞાન કહે છે. મટોડીના વિકારમા મટોડીની માફક, સુવર્ણના વિકારમા સુવર્ણ માફક, તંતુના વિકારમા તંતુમાફક તથા અવ્યક્તાદિ સૃષ્ટિના પ્રપંચોમાં પૂર્ણ વ્યાપકરૂપે જે ચૈતન્ય છે તેને અનંત કહે છે. સુખ ચૈતન્ય સ્વરૂપવાળો, પરિમાણ રહિત આનંદના સમુદ્રરૂપ તથા અવશિષ્ટ સુખરૂપવાળો આનંદ કહેવાય છે. પદાર્થરૂપ ઉપાધિથી તથા તત્પદાર્થરૂપ ઉપાધિના ભેદથી વિલક્ષણ આકાશની માફક કેવળ સત્તા માત્ર સ્વભાવવાળુ પરબ્રહ્મ છે અનાદિ, અંતવાળી, પ્રમાણ તથા અપ્રમાણના યોગવડે સાધારણ, સત્ નહી તેમ અસત્ નહિ તેમ સદસત્ પણ નહિ, પોતે જ અધિકરૂપે, વિકારથી રહિત જણાતી, સત્ આદિ અન્ય લક્ષણોથી રહિત માયા છે. આ માયા અજ્ઞાનરૂપ, તુચ્છ, અસતરૂપ છતા ત્રણે કાળ મૂઢને સત્યરૂપે લાગતી, સત્ બુદ્ધિરૂપ લૌકિકોને આનું સ્વરૂપ આ પ્રમાણે છે એમ કહેવાને અશકય છે હુ આત્મા ઉત્પત્તિથી રહિત, દશ ઇન્દ્રિયોથી રહિત, બુદ્ધિ અને અહંકારથી રહિત, અપ્રાણરૂપ, અમનરૂપ, બુદ્ધિ આદિના શુભ્રરૂપ, સાક્ષીરૂપ, નિત્યરૂપ તથા ચિન્માત્રરૂપે છુ. હું કર્તારૂપ, ભોક્તારૂપ નથી પ્રકૃતિના સાક્ષીરૂપ છુ. મારી સમક્ષમાથી દેહાદિઓ ચેતનરૂપ હોય તેમ ભાસે છે. હું સ્થાણુ, નિત્ય, સદાનંદ, શુદ્ધ, જ્ઞાનમય, મળરહિત, સર્વ ભૂતોના આત્મારૂપ, વિભુ, સાક્ષી, બ્રહ્મરૂપ, સર્વ વેદાન્તવડે જાણવાયોગ્ય, આકાશવાતાદિરૂપ હોવાથી અવેદ્ય, રૂપ, નામ તથા કર્મથી રહિત, સચ્ચિદાનંદરૂપ, દેહભાવથી રહિત હોવાથી જન્મમૃત્યુ ભાવથી રહિત. હું પ્રાણરૂપે નથી માટે મારામા ક્ષુધા તથા પિપાસા નથી, હુ ચેતસરૂપે નથી માટે મારામાં શોક તથા મોહ કયાંથી, હું કર્તાથી રહિત હોવાથી બંધ મોક્ષ ભાવથી રહિત છું.

## નિરાલંબ ઉપનિષદ્.

### જીવ ઈશ્વરભાવ નિરૂપણ

શિવ, ગુરૂ, સચ્ચિદાનંદમૂર્તિ, નિષ્પ્રપંચ, શાંત, અધિષ્ઠાન રહિત તેજને નમસ્કાર છે નિરાલંબનો આશ્રય કરી સાલંબનો જે ત્યાગ કરે છે, તે સન્યાસી તથા યોગી છે તથા કૈવલ્યપદને મેળવે છે. સર્વ અજ્ઞાની જંતુઓના દુ ખની શાંતિ અર્થે જે જ્ઞાન કહેવા યોગ્ય છે તેનું હું વર્ણન કરૂ છુ બ્રહ્મ એટલે શુ, ઈશ્વર કોને કહેવો, જીવ, પ્રકૃતિ, પરમાત્મા, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇન્દ્ર, શમન, સૂર્ય, ચંદ્ર, સુર, અસુર, પિશાચ, મનુષ્ય, સ્ત્રી, પશ્વાદિ, સ્થાવર, બ્રાહ્મણાદિ, જાતિ, કર્મ, અકર્મ, જ્ઞાન, અજ્ઞાન, સુખ, દુ ખ, સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ, ઉપાસ્ય, શિષ્ય, વિદ્વાન્, મૂઢ, અસુર, તપ, પરમપદ, પ્રાજ્ઞ,

અંતરરહિત ચૈતન્યરૂપે જ્યારે થાય છે ત્યારે તુરીય ચૈતન્ય કહેવાય છે. અન્નમય કોશઃ-અન્ન કાર્ય કોશનો સમૂહ તે અન્નમય કોશ-પ્રાણમય.-અન્નમય કોશમાં જ્યારે પ્રાણાદિના ચૌદ વાયુ ભેદો રહે છે ત્યારે પ્રાણમય કોશ કહે છે. આ બે કોશથી યુક્ત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે આત્મા શબ્દાદિ વિષયોને તથા સંકલ્પાદિ ધર્મોને કરે છે ત્યારે મનોમય કોશ કહેવાય છે. ઉપર જણાવેલા ત્રણ કોશ યુક્ત હોય તથા તેમાં રહેલા વિશેષ ભાવોને આત્મા જાણતો હોય એમ ભાસે છે, ત્યારે વિજ્ઞાનમય કોશ કહેવાય છે. આ ચાર કોશ યુક્ત તથા સ્વ કારણના અજ્ઞાનમા અર્થાત્ અવ્યક્તપણામાં વડના બીમાં વડનું વૃક્ષ રહેલ છે તેમ આત્મા હોય છે ત્યારે આનંદમય કોશ કહેવાય છે. સુખદુઃખ બુદ્ધિવડે જ્યારે અંતઃકરણ શ્રેયરૂપ હોય છે ત્યારે જો ઇષ્ટ વિષયમાં બુદ્ધિ થાય છે તો સુખબુદ્ધિ કહેવાય છે તથા જો અનિષ્ટ વિષયમા બુદ્ધિ થાય છે તો દુઃખબુદ્ધિ થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધો સુખ દુઃખના હેતુઓ છે. પુણ્ય પાપ કર્માનુસારે શરીર પ્રાપ્ત થવા છતાં જાણે શરીર પ્રાપ્ત ન થયુ હોય એમ જણાય ત્યારે આવરણવાળો જીવ કહેવાય છે મન આદિ, પ્રાણ આદિ, ઇચ્છા આદિ સત્વાદિ તથા પુણ્યાદિ આ પાંચ વર્ગો છે આ પાંચ વર્ગના ધર્મવાળો આત્મા જ્ઞાન વિના ધર્મોથી રહિત થતો નથી તથા જે ઉપાધિ શાશ્વતરૂપે ભાસે છે તે લિંગ શરીર છે અર્થાત્ તેને હૃદયગ્રંથિ કહે છે. તેમાં જે ચૈતન્ય પ્રકાશે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે. જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય આ ત્રણનો આવિર્ભાવ તથા તિરોભાવને જાણનાર સ્વયંજ્યોતિ આત્મા જ્યારે આવિર્ભાવ તથા તિરોભાવથી રહિત થાય છે ત્યારે તેને સાક્ષી કહે છે, બ્રહ્માદિથી લઇ કીડી પર્યંત સર્વપ્રાણી તથા બુદ્ધિમાં શેષરૂપે જોવામાં આવતા આત્મા સર્વ પ્રાણી તથા બુદ્ધિમાં સ્થિતિ કરનારો હોય છે ત્યારે તેને કૂટસ્થ કહે છે. કૂટસ્થથી આવૃત થયેલા ભેદો સ્વરૂપની પ્રાપ્તિના કારણરૂપે થઇ આત્મા સર્વ ક્ષેત્રમાં મણિના સમૂહોમાં સૂત્ર હોય તેમ પરોવાયલો જ્યારે ભાસે છે ત્યારે તેને અંતર્યામી કહે છે. સત્ય, જ્ઞાન, અનંત તથા આનંદરૂપ, સર્વ ઉપાધિથી રહિત, કડાં કુંડળ આદિ ઉપાધિ રહિત સુવર્ણના સમૂહની માફક વિજ્ઞાન ચિન્માત્ર સ્વભાવવાળો આત્મા જ્યારે પ્રકાશે છે ત્યારે તે ત્વંપદાર્થરૂપે છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ છે. સત્યનો અર્થ અવિનાશી છે. દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદોનો નાશ થવા છતાં જે નાશ નહિ પામે તેને અવિનાશી કહે છે. નામ, ઉત્પત્તિ

તથા વિનાશથી રહિત તથા અંતરયથી રહિત જે ચૈતન્ય છે તેને જ્ઞાન કહે છે. મટોડીના વિકારમાં મટોડીની માફક, સુવર્ણના વિકારમાં સુવર્ણ માફક, તંતુના વિકારમાં તંતુમાફક તથા અવ્યક્તાદિ સૃષ્ટિના પ્રપંચોમાં પૂર્ણ વ્યાપકરૂપે જે ચૈતન્ય છે તેને અન કહે છે. સુખ ચૈતન્ય સ્વરૂપવાળો, પરિમાણ રહિત આનંદના સમુદ્રરૂપ તથા અવશિષ્ટ સુખરૂપવાળો આનંદ કહેવાય છે. પદાર્થરૂપ ઉપાધિથી તથા તત્પદાર્થરૂપ ઉપાધિના ભેદથી વિલક્ષણ આકાશની માફક કેવળ સત્તા માત્ર સ્વભાવવાળું પરબ્રહ્મ છે અનાદિ, અંતવાળી, પ્રમાણ તથા અપ્રમાણના યોગવડે સાધારણ, સત્ નહી તેમ અસત્ નહિ તેમ સદસત્ પણ નહિ, પોતે જ અધિકરૂપે, વિકારથી રહિત જણાતી, સત્ આદિ અન્ય લક્ષણોથી રહિત માયા છે. આ માયા અજ્ઞાનરૂપ, તુચ્છ, અસતરૂપ છતાં ત્રણે કાળ મૂઢને સત્યરૂપે લાગતી, સત્વ બુદ્ધિરૂપ લૌકિકોને આનું સ્વરૂપ આ પ્રમાણે છે એમ કહેવાને અશકય છે હુ આત્મા ઉત્પત્તિથી રહિત, દશ ઇન્દ્રિયોથી રહિત, બુદ્ધિ અન, અહંકારથી રહિત, અપ્રાણરૂપ, અમનરૂપ, બુદ્ધિ આદિના શુભરૂપ, સાક્ષીરૂપ, નિત્યરૂપ તથા ચિન્માત્રરૂપે છુ. હું કર્તારૂપ, ભોક્તારૂપ નથી. પ્રકૃતિના સાક્ષીરૂપ છુ. મારી સમક્ષમાથી દેહાદિઓ ચેતનરૂપ હોય તેમ ભાસે છે. હું સ્થાણુ, નિત્ય, સદાનંદ, શુદ્ધ, જ્ઞાનમય, મળરહિત, સર્વ ભૂતોના આત્મારૂપ, વિભુ, સાક્ષી, બ્રહ્મરૂપ, સર્વ વેદાન્તવડે જાણવાયોગ્ય, આકાશવાતાદિરૂપ હોવાથી અભેદ્ય, રૂપ, નામ તથા કર્મથી રહિત, સચ્ચિદાનંદરૂપ, દેહભાવથી રહિત હોવાથી જન્મમૃત્યુ ભાવથી રહિત. હું પ્રાણરૂપે નથી માટે મારામાં ક્ષુધા તથા પિપાસા નથી, હું ચેતસરૂપે નથી માટે મારામાં શોક તથા મોહ ક્યાંથી, હુ કર્તાથી રહિત હોવાથી બંધ મોક્ષ ભાવથી રહિત છું.

## નિરાલંબ ઉપનિષદ્.

### જીવ ઈશ્વરભાવ નિરૂપણ.

શિવ, ગુરુ, સચ્ચિદાનંદમૂર્તિ, નિષ્પ્રપંચ, શાંત, અધિષ્ઠાન રહિત તેજને નમસ્કાર છે. નિરાલંબનો આશ્રય કરી સાલંબનો જે ત્યાગ કરે છે, તે સન્યાસી તથા યોગી છે તથા કૈવલ્યપદને મેળવે છે. સર્વ અજ્ઞાની જંતુઓના દુ:ખની શાંતિ અર્થે જે જ્ઞાન કહેવા યોગ્ય છે તેનું હું વર્ણન કરૂં છું. બ્રહ્મ એટલે શું, ઈશ્વર કોને કહેવો, જીવ, પ્રકૃતિ, પરમાત્મા, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇન્દ્ર, શમન, સૂર્ય, ચંદ્ર, સુર, અસુર, પિશાચ, મનુષ્ય, સ્ત્રી, પશ્વાદિ, સ્થાવર, બ્રાહ્મણાદિ, જાતિ, કર્મ, અકર્મ, જ્ઞાન, અજ્ઞાન, સુખ, દુ:ખ, સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ, ઉપાસ્ય, શિષ્ય, વિદ્વાન્, મૂઢ, અસુર, તપ, પરમપદ, પ્રાજ્ઞ,

અગ્રાહ્ય તથા સંન્યાસી કોને કહેવા? ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-મહત્, અહંકાર, પૃથિવી, અપ, તેજ, વાયુ તથા આકાશ આદિ અનેક રૂપ વડે, ખડના સમૂહવડે તથા કર્મ, અને જ્ઞાનવડે જેનો ભાસ થાય છે, જે અદ્વિતીય છે, આખલ ઉપાધિથી રહિત છે, સર્વ શક્તિથી આવૃત છે, શુદ્ધ, શિવ, શાંત તથા નિર્ગુણ હોવાથી જે ચૈતન્ય અનિર્વાચ્ય છે તે બ્રહ્મ છે. જે બ્રહ્મ પ્રકૃતિ એ નામની પોતાની શક્તિનો આશ્રય કરી, લોકોને ઉત્પન્ન કરી અંતર્યામીપણાથી પ્રવેશ કરે છે તથા બ્રહ્માદિની બુદ્ધિ તથા ઇન્દ્રિયના નિયામક હોવાથી તેને ઈશ્વર કહે છે. બ્રહ્મા, વિષ્ણુ, ઈશાન તથા ઇન્દ્ર આદિ નામરૂપને લીધે હું સ્થૂલરૂપે છું. આ રીતના અજ્ઞાનને લીધે જીવ કહેવાય છે. હું જીવ જો કે એક છું, છતાં અનેક દેહોના ભેદને લીધે જીવ અનેકરૂપે ભાસે છે. બ્રહ્મમાંથી નિકળેલી, વિવિધ વિચિત્ર જગતને નિર્માણ કરવાવાળી બુદ્ધિરૂપી જે બ્રહ્મની શક્તિ, તેને પ્રકૃતિ કહે છે. દેહાદિના શ્રેષ્ઠપણાથી બ્રહ્મ એજ પરમાત્મારૂપે, બ્રહ્મારૂપે, વિષ્ણુરૂપે, ઇન્દ્રરૂપે, શમનરૂપે, સૂર્યરૂપે, ચંદ્ર, સુર, અસુર, પિશાચ, મનુષ્ય, સ્ત્રી પશ્વાદિ, સ્થાવર તથા બ્રાહ્મણાદિરૂપે છે. સર્વ કેવળ બ્રહ્મરૂપે છે, તેમાં કશી વિવિધતા નથી. ચર્મ, રક્ત માંસ, અસ્થિ તથા આત્મામાંથી જાતિ થઈ નથી. તે વ્યવહારને લીધે કલ્પાયલી છે. ક્રિયમાણ ઇન્દ્રિયોવડે હું આ કર્મ કરૂં છું એ રીતે અધ્યાત્મનિષ્ઠાથી જે કર્મ કરવામાં આવે છે તેને કર્મ કહે છે. કર્તૃત્વભોક્તૃત્વ આદિ અહંકારવડે બંધરૂપે જે જન્માદિ કારણ છે તથા જે નિત્ય નૈમિત્તિક યાગ, વ્રત, તપ તથા દાનમાં ફળની સાથે જોડે છે તે અકર્મ છે. દેહ ઇન્દ્રિયનો નિગ્રહ કરનાર, સદ્ગુરૂની ઉપાસનાવડે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે જે દૃગ્ તથા દૃશ્ય સ્વરૂપે છે, જે સર્વાન્તરરૂપે રહે છે, સર્વને સમાનરૂપે છે, જે ઘટપટાદિ પદાર્થની માફક અધિકારીરૂપે છે તથા વિકારમાં ચૈતન્ય વિના કાંઈ પણ નથી એવી રીતનો જે સાક્ષાત્કાર તેને જ્ઞાન કહે છે. રજ્જુમાં સર્પની ભ્રાંતિની માફક અદ્વિતીય, સર્વમાં ઓતપ્રોત તથા સર્વમય બ્રહ્મમાં દેવ, પક્ષી, નર, સ્થાવર, સ્ત્રી, પુરુષના વર્ણાશ્રમો તથા બંધ, મોક્ષ રૂપી ઉપાધિવડે જે જ્ઞાનની અનેકરૂપે કલ્પના કરવામાં આવે છે તે અજ્ઞાન. સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન થયા પછી આનંદરૂપે જે સ્થિતિ તે સુખ. અનાત્મરૂપ વિષયનો જે સંકલ્પ તે દુઃખ સંતોનો સમાગમ તે સ્વર્ગ. નાત્મરૂપસંસાર વિષયીજનનો જે સંસર્ગ તે નરક. અનાદિ અવિદ્યાની

વાસનાને લીધે હું જન્મ પામ્યો છું ઇત્યાદિ સંકલ્પ તે બંધ. માબાપ, મિત્ર, દારા, છોકરાં, ગૃહ, આરામ, ક્ષેત્ર આદિમાં મમતાને લીધે સંસારના આવરણરૂપ જે સંકલ્પ તે બંધ. દેવ તથા મનુષ્યાદિનો ઉપાસનાવાળો કામ સંકલ્પ તે બંધ યમાદિ અષ્ટાંગ યોગનો સંકલ્પ તે બંધ. વર્ણાશ્રમધર્મકર્મનો સંકલ્પ તે બંધ આજ્ઞા, ભય તથા સંશયાત્મક ગુણવાળો જે સંકલ્પ તે બંધ. યાગ, વ્રત, તપ તથા દાનના વિધિના કરવામાં જે જ્ઞાનસંભવ તે બંધ. કેવળ મોક્ષની અપેક્ષાનો સંકલ્પ તે પણ બંધ સંકલ્પ માત્રની ઉત્પત્તિ તે બંધ નિત્ય તથા અનિત્ય વસ્તુના વિચારવડે અનિત્ય સંસારના સુખ દુઃખ વિષયમાં તથા સમસ્ત ક્ષેત્રમાં રહેલી મમતારૂપી બંધનો નાશ તે મોક્ષ. સર્વ શરીરમાં રહેતા ચૈતન્ય બ્રહ્મની પ્રાપ્તિ કરાવવાવાળો ગુરૂ ઉપાસ્ય છે. વિદ્યાવડે નાશ પામેલા પ્રપંચને લીધે, સંસ્કારવાળું જ્ઞાનાવશેષ રૂપ જે બ્રહ્મ તે શિષ્ય. સર્વના અંતરમાં જે રહેલ છે તે પોતાના ચૈતન્યરૂપ છે એમ જે જાણનાર તે વિદ્વાન્. કર્તૃત્વાદિ અહંકારભાવમાં રહેલો તે મૂઢ. બ્રહ્મા વિષ્ણુ ઈશાન, ઇન્દ્રિાદિના ઐશ્વર્યની ઇચ્છાને લીધે ઉપવાસ, જપ, અગ્નિહોત્રાદિથી આત્માને સંતાપવો તેમ જ અત્યુગ્ર રાગ, દ્વેષ, હિંસા તથા દંભાદિ યુક્ત જે તપ તે આસુર. બ્રહ્મ સત્યરૂપ છે, જગત્ મિથ્યારૂપ છે એ રીતના અપરોક્ષજ્ઞાનાગ્નિવડે બ્રહ્મ આદિ ઐશ્વર્યની આશાથી યુક્ત સંકલ્પની ઉત્પત્તિરૂપ જે સંતાપ તે તપ. પ્રાણેન્દ્રિયાદિ અન્તઃકરણના ગુણાદિથી ઉત્કૃષ્ટ સચ્ચિદાનંદમય નિત્યમુક્ત જે બ્રહ્મસ્થાન તે પરમ પદ દેશકાલ તથા વસ્તુ પરિછેદથી રહિત જે ચિન્માત્ર સ્વરૂપ તે ગ્રાહ્ય સ્વ સ્વરૂપથી રહિત માયામય બુદ્ધિ ઇન્દ્રિયના વિષય રૂપ જગતનું સત્યરૂપે જે ચિંતન તે અગ્રાહ્ય. સર્વ ધર્મનો ત્યાગ કરી મમત્વ તથા અહંકારથી રહિત થઈ, બ્રહ્મને શરણ જઈ, તત્ત્વમસિ, સર્વં ખલ્વિદં બ્રહ્મ, નેહ નાનસ્તિ કિંચન ઈત્યાદિ મહાવાક્યના અનુભવવાળા જ્ઞાનવડે 'હું જ બ્રહ્મ રૂપ છું' એ રીતનો નિશ્ચય થયા પછી નિર્વિકલ્પ સમાધિવડે સ્વતંત્ર જે યતિ વિચરે છે તેજ સંન્યાસી, મુક્ત, પૂજ્ય, યોગી, પરમહંસ, અવધૂત તથા બ્રાહ્મણ છે. આ નિરાલંબ ઉપનિષદનો જે પાઠ કરે છે તે ગુરૂના અનુગ્રહથી અગ્નિપૂત, વાયુપૂત થાય છે. તેની પુનરાવૃત્તિ થતી નથી.

# શુકરહસ્ય ઉપનિષદ્.

## શુક તથા શિવનો સંવાદ.

હવે રહસ્યોપનિષદ્‌નું વ્યાખ્યાન અમે કરીએ છીએ. દેવર્ષિ શુક બ્રહ્માનું પૂજન કરી તથા પ્રણામ કરી પૂછવા લાગ્યા; "હે ભગવન્! અમને રહસ્ય ઉપનિષદ્‌નો બોધ કરો. ત્યારે બ્રહ્મા બોલ્યા; પૂર્વે મહા તેજવાળા, સર્વ વેદ તથા તપના નિધિરૂપ અંબા સહવર્તમાન શિવ ભગવાનને કહેવા લાગ્યા. વ્યાસ બોલ્યા; હે જગદ્‌ગુરૂ! મારા પુત્ર શુકને બ્રહ્મોપદેશ કરવો જોઇએ. શંકરે કહ્યું; આ બ્રહ્મનું જ્ઞાન થયા પછી તમારો પુત્ર નમસ્કાર કર્યા વિના સ્વસ્વરૂપને પ્રાપ્ત થશે. પછી શુક મુનિએ કહ્યું. મને અનુક્રમે છ અંગો સહિત આ ઉપનિષદનું વ્યાખ્યાન કરશો. આ રીતે બીજ કીલકાદિ સહિત છ અંગોનું વ્યાખ્યાન કર્યા પછી રહસ્યના જ્ઞાનનો તેમણે ઉપદેશ કર્યો. જે જુવે છે, સાંભળે છે, વ્યક્ત કરે છે, મીઠું ખાટું જે જાણે છે તેને પ્રજ્ઞાન કહે છે. બ્રહ્મા ઇન્દ્ર આદિ દેવોમાં, મનુષ્ય અશ્વ, ગવાદિમાં તથા મારામાં જે એક ચૈતન્ય છે તેને પ્રજ્ઞાન બ્રહ્મ કહે છે. વિદ્યાના અધિકારરૂપ આ દેહમાં રહેલ પરિપૂર્ણ પરમાત્મ બુદ્ધિના સાક્ષીપણાએ સ્થિતિ કરી જે પ્રકાશે છે, તેને અહં કહેવામાં આવે છે. બ્રહ્મ શબ્દવડે વર્ણન કરાયેલ તથા સ્વતઃ પૂર્ણ એવા પરમાત્મારૂપ હું છું, એ રીતનું જે એકતાનું જ્ઞાન તે વડે હું બ્રહ્મરૂપે થાઉં છું. નામરૂપથી રહિત 'સર્વ એક તથા અદ્વિતીયરૂપ છે' 'સૃષ્ટિની પૂર્વે હું છું તથા હાલ પણ હું છું' એ રીતના ત્વંપદના જ્ઞાનને તત્પદ કરી કહે છે. શ્રોતાની દેહ તથા ઇન્દ્રિયને અતિક્રમણ કરનારી ત્વંપદવડે કહેવાતી જે વસ્તુ તથા જેનાવડે એકપણાનું ગ્રહણ થાય છે તે વડે અસિ એ રીતની એકતાનો અનુભવ થાય છે. સ્વપ્રકાશથી રહિત દૃશ્યરૂપે તથા અહંકાર આદિ દેહાન્તરૂપે જે છે, તે પ્રત્યક્ આત્મા કહેવાય છે દૃશ્યમાન સર્વ જગતને ત્વંરૂપ કહે છે. બ્રહ્મ શબ્દવડે સ્વયં પ્રકાશાત્મક બ્રહ્મ છે. હું જડ દૃષ્ટિને લીધે મૂઢતાની નિદ્રાને અર્થાત્ (હું તથા મારૂં) એવી સ્વપ્નગતિને પામ્યો છું.સ્ફુટ કહેતાં ગુરૂનાં મહાવાક્યરૂપ પદવડે સ્વસ્વરૂપના જ્ઞાનનો ઉદય થવાથી હું સ્વપ્ન-અજ્ઞાનમાંથી જાગ્રત થયો છું. વાચ્ય તથા લક્ષ્ય એમ બે પ્રકારના માર્ગ છે. જ્યારે વાચ્યની ત્વંપદમાં યોજના કરવામાં આવે છે ત્યારે ભૌતિક ઇન્દ્રિયોરૂપે જે લક્ષ્ય છે

છે તે ત્વંરૂપે છે તથા જ્યારે વાચ્યની તત્પદમાં યોજન થાય છે ત્યારે લક્ષ્યરૂપે જે સચ્ચિત્ સુખાનંદ બ્રહ્મ છે તે તત્રૂપે છે તથા આ તત્ અને ત્વંની જે એકપતા તે અસિ એ પદમાં છે ત્વં કાર્યરૂપે છે તથા તત્ કારણરૂપે છે. ઉપાધિમાં દ્વૈતભાવ છે તથા અનુપાધિમાં એદ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. દેશ તથા કાળનો ત્યાગ કરી બેઉ વચનના કારણરૂપે જગતમાં જે છે તે દેવદત્તા રૂપ છે તથા એકરૂપ છે. કાર્ય ઉપાધિવાળો જીવ છે તથા કારણ ઉપાધિ વાળા ઈશ્વર છે. આ કાર્ય તથા કારણપણાનો ત્યાગ કરવાથી પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રથમ ગુરૂના મુખથી શ્રવણ કરવું, પછી તેનું મનન કરવું તથા ત્યાર પછી નિદિધ્યાસન કરવું, એ રીતે પૂર્ણ જ્ઞાનની સીમા છે. બ્રહ્મ સિવાયનું કોઈ પણ જ્ઞાન અવશ્ય નાશવાન્ છે. પણ બ્રહ્મ સંબંધીનું જ્ઞાન પરબ્રહ્મની પ્રાપ્તિ કરવાવાળું છે. જેમ બ્રહ્માનું વચન યથાર્થ છે તેમ કેવળ વેદાંતનાં વાક્યનો ઉપદેશ કરવો જોઇએ નહિ પણ તેની સાથે છએ અંગોનો ઉપદેશ કરવો જોઇએ. મહાદેવ કહે છેઃ—હે મુનિશ્રેષ્ઠ ! હે શુક ! બ્રહ્મવાદી તમારા પિતાથી પ્રેરાયલા મેં તમને આ રહસ્ય ઉપનિષદનો સાર કહ્યો. સચ્ચિદાનંદ લક્ષણવાળા બ્રહ્મનો જેને ઉપદેશ થયો છે તે સર્વદા જીવન્મુક્ત છે. આ રીતના બ્રહ્મના ધ્યાનવડે તમે બ્રહ્મરૂપે વિચરશો. વેદાદિમાં જે સ્વરૂપ છે તથા જે વેદાન્તમાં રહેલ છે તથા જેનામાં પ્રકૃતિનો લય થાય છે એવા જે શ્રેષ્ઠ બ્રહ્મ છે તે જ મહેશ્વર છે. આ રીતે જ્યારે મહાદેવે ઉપદેશ કર્યો ત્યારે અનાત્મપદાર્થમાં લીન થયલા શુક મુનિએ જાગ્રત થઈ સર્વે અનાત્મપદાર્થનો ત્યાગ કર્યો. પરબ્રહ્મરૂપી મહાસાગરમાં લીન થયેલા શુકમુનિને જોઇ વેદવ્યાસ પુત્રના વિયોગને લીધે બોલાવવા માટે તેની પાછળ જવા લાગ્યા. આ વખતે સ્થાવર જંગમ સર્વ વસ્તુઓ પ્રતિશબ્દ કરવા લાગી. સત્યવતીના પુત્ર આ પ્રમાણે સર્વ સ્થાવરજંગમ તન્મયતાને પામેલ જોઇ તેઓ પરમ આનંદ પામ્યા. જે કોઈ આ ઉપનિષદનું અધ્યયન કરે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે તથા કૈવલ્યપદને પામે છે.

## વજ્રસૂચિકા ઉપનિષદ્.

### વર્ણાદિનિરૂપણ.

ચિત્સદાનંદરૂપ વાળા, સર્વની બુદ્ધિવૃત્તિના સાક્ષીરૂપ, વેદાન્ત વડે જાણવા યોગ્ય તથા અનંતરૂપવાળા બ્રહ્મને હું નમસ્કાર કરૂં છું.

અજ્ઞાનને ટાળવાવાળું વજ્રસૂચી નામનું શાસ્ત્ર હું કહું છું. આ જ્ઞાન રહિતોને દૂષણરૂપ છે તથા જ્ઞાન ચક્ષુવાળાઓને આભૂષણરૂપ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એમ ચાર વર્ણો છે, તેમાં બ્રાહ્મણ મુખ્ય છે એમ વેદ તથા સ્મૃતિમાં કહ્યું છે. બ્રાહ્મણ કોણ છે ? શું તે જીવ છે ? દેહ છે? જાતિ છે? જ્ઞાન, કર્મ તથા ધાર્મિકરૂપ છે ? આમાં પ્રથમ જીવ તે બ્રાહ્મણ, એમ થઈ શકે નહિ. કારણ કે થઇ ગયેલા તથા થવાના અનેક દેહોમાંના જીવનું એકપણું છે. જીવ એક છે, છતાં કર્મને લીધે અનેક દેહોને વિષે તેની ઉત્પત્તિ છે. આથી સર્વે શરીરોના જીવની એક રૂપતા છે. માટે જીવ બ્રાહ્મણરૂપે નથી. ત્યારે શું દેહ બ્રાહ્મણ છે. ? ના, તેમ નથી. ચંડાલથી લઈ સર્વે મનુષ્યોને પંચમહાભૂતવડે દેહનું એકરૂપ છે. આથી જરા, મરણ, ધર્મ તથા અધર્માદિ સર્વને એક જ પ્રકારે થતા હોવાથી બ્રાહ્મણ શ્વેત વર્ણવાળો,ક્ષત્રિય રક્ત વર્ણવાળો, વૈશ્ય પીત વર્ણવાળો, શૂદ્ર કૃષ્ણ વર્ણવાળો એ રીતનો નિયમ હોતો નથી. વળી પિતૃઆદિના શરીરનું દહન કરવામાં પુત્રાદિને બ્રહ્મહત્યાદિ દોષનો સંભવ હોય છે, આથી દેહ બ્રાહ્મણ છે એ કદી સિદ્ધ થતું નથી. ત્યારે શું જાતિ એ બ્રાહ્મણ છે ? ના, તેમ નથી. અનેક જાતિવાળા જંતુમાં અનેક જાતિવાળા ઘણા મહર્ષિઓ હોય છે. જેમકેઃ—ઋષ્યશૃંગ મૃગલીમાંથી, કૌશિક કુશમાંથી, જાંબુક શિયાળમાંથી, વાલ્મીક રાફડામાંથી, વ્યાસ માછીની કન્યામાંથી, ગૌતમ સસલાની પીઠમાંથી, વસિષ્ઠ ઉર્વશીમાંથી તથા અગસ્ત્ય કળશમાંથી ઉત્પન્ન થયા છે, એમ સાંભળ્યું છે. આ ઋષિ માંહેલા અનેક જાતિની પ્રાપ્તિ વિના પણ પૂર્વે જ્ઞાનવાન્ હતા. માટે બ્રાહ્મણ જાતિરૂપે નથી. ત્યારે શું જ્ઞાન એ બ્રાહ્મણ છે ? ના, તેમ નથી. પરમાર્થને જાણવાવાળા તથા જ્ઞાનવાન્ ઘણા ક્ષત્રિયો પણ છે. માટે જ્ઞાન બ્રાહ્મણરૂપે નથી. ત્યારે શું કર્મ બ્રાહ્મણરૂપે છે ? ના, તેમ નથી. સર્વ પ્રાણીને પ્રારબ્ધ, સંચિત તથા આગામી કર્મની એકતા હોવાથી જણાય છે કે કર્મવડે પ્રેરિત થયેલા જનો ક્રિયા કરે છે. માટે કર્મ પણ બ્રાહ્મણ નથી. ત્યારે શું ધાર્મિક બ્રાહ્મણરૂપે છે ? ના તેમ નથી. ઘણા ક્ષત્રિયો સુવર્ણનું દાન કરવાવાળા હોય છે. માટે ધાર્મિક બ્રાહ્મણરૂપે નથી. ત્યારે બ્રાહ્મણ કોને કહેવો ? જે પોતાના આત્માને દ્વૈતભાવથી રહિત, જાતિ, ગુણ તથા ક્રિયાથી રહિત, ૭ ઊર્મિ તથા ૭ પ્રકારની ભાવના આદિ દોષોથી રહિત, પોતે નિર્વિકલ્પરૂપે રહેનાર, અનેક કલ્પોના આધારરૂપ. અનેક ભૂતોમાં અંતર્યામીપણાથી રહેલો; અંદર તથા બહાર આકાશની માફક પરો-

ચાયલો, અખંડ આનંદ સ્વભાવવાળો, પ્રમેયથી રહિત, અનુભવવડે જ કેવળ જાણવાયોગ્ય, અપરોક્ષપણાથી શોભતો, હાથમાં રહેલ આંમળાંની માફક સાક્ષાત્ છતાં અર્થસિદ્ધિમાટે અપરોક્ષરૂપે કર્મ કરનાર, કામરાગાદિ દોષોથી રહિત, શમદમાદિથી યુક્ત, ભાવ, માત્સર્ય, તૃષ્ણા આશા, મોહાદિથી રહિત તથા દંભ, અહંકાર આદિથી જે આવૃતચિત્તવાળો ન હોય, તેવા લક્ષણવાળાને બ્રાહ્મણ કહેવો. આવો શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા ઇતિહાસનો અભિપ્રાય છે. એ સિવાય અન્ય કાંઈ બ્રાહ્મણત્વની સિદ્ધિ નથી. મનુષ્યે આત્માને સચ્ચિદાનંદરૂપ તથા અદ્વિતીય બ્રહ્મરૂપે માનવો જોઇએ.

## તેજોબિંદુ ઉપનિષદ્. (સાર)

### બ્રહ્મનિરૂપણ

તેજો બિંદુનું ધ્યાન સર્વ કરતાં ઉત્કૃષ્ટ ધ્યાન છે. તે અદૃશ્ય તથા હૃદયમાં રહેલ છે. આ બિંદુનું ધ્યાન ક્રોધ, આસક્તિ, સુખ દુઃખાદિરૂપ દ્વંદ્વ, અહંકાર તથા આશા વગેરેથી રહિત, આહારને નિયમમાં રાખનાર, જિતેંદ્રિય, ઉત્સાહવાળો તથા ગુરૂભક્તિવાળો કરી શકે છે. આ સૂક્ષ્મ બ્રહ્મ અજ્ઞાનીને પ્રતીત થઈ શકતું નથી તથા તે શ્રીવિષ્ણુની વિશ્રાંતિનું ભૂમિસ્થાન છે. આ બ્રહ્મ ત્રણ લોકના પિતારૂપ, સત્વાદિ ત્રણગુણના આશ્રયરૂપ, રૂપરહિત, નિશ્ચળ, નિર્વિકલ્પ, આધાર રહિત, ઉપાધિથી રહિત, મન તેમ જ વાણીનો અવિષય, સચ્ચિદાનંદ આદિ સ્વભાવની ભાવનાવડે ગ્રાહ્ય, આનંદરૂપ, સોપાધિક આનંદથી રહિત, દુર્દર્શ, જન્મરહિત, વિકારરહિત, ચિત્તની વૃત્તિરહિત, શાશ્વત, અચળ તથા અવિનાશી છે. આ બ્રહ્મ સર્વની પરમગતિરૂપ છે. લોભ, મોહ, ભય, દર્પ, ક્રોધ આ સર્વ વાસનાનો ત્યાગ કરવાથી આ બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે.

## નાદબિંદુ ઉપનિષદ્. (સાર)

### ૐકારનિરૂપણ

ૐકારની હંસરૂપે ઉપાસના કરવી. અકાર જમણી પાંખ છે, ઉકાર ડાબી પાંખ છે, મકાર પુચ્છ છે તથા અર્ધમાત્રા શિર છે. રજોગુણ તથા તમોગુણ તેના પાદ છે, સત્વગુણ તેનું શરીર છે તથા ધર્મ અને અધર્મ તેની જમણી તથા ડાબી આંખ છે. તેના શરીરમાં સાત લોકો નીચે પ્રમાણે જાણવા;–પગમાં ભૂર્લોક, જાનુમાં અંતરિક્ષ લોક, કેડમાં સ્વર્ગલોક, નાભિમાં મહર્લોક, હૃદયમાં જનલોક, કંઠમાં

તપોલોક, તથા ભ્રૂ અને લલાટની મધ્યમાં સત્યલોક રહેલા છે. અકારના દેવ અગ્નિ છે, ઉકારના દેવ વાયુ છે, મકારના દેવ સૂર્ય છે તથા અર્ધમાત્રાના દેવ વરુણ છે. અકાર, ઉકાર, મકાર તથા અર્ધમાત્રા આ ચારમાત્રાઓમાં પ્રત્યેકની ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિત એમ ત્રણ ત્રણ કળા થવાથી ચાર માત્રાની બાર કળા અથવા માત્રા થાય છે ઘોષિણી, વિદ્યુન્માલી, પતંગી, વાયુવેગિની, નામધેયા, ઐન્દ્રી, વૈષ્ણવી, શાંકરી, મહતી, ધ્રુવા, મૌની તથા બ્રાહ્મી, એ રીતે કળાનાં બાર નામ છે. પ્રથમ કળામાં રહેલા અંતઃકરણવાળાનું મૃત્યુ થાય તો તે રાજા થાય છે, બીજી કળાની ધારણામાં મૃત્યુ થાય તો તે યક્ષ થાય, ત્રીજી કળાની ધારણામાં શરીર છૂટે તો તે વિદ્યાધર થાય, ચોથી કળાની ધારણામાં મૃત્યુ પામનારાને ગંધર્વપણું, પાંચમી કળાની ધારણામાં મૃત્યુ પામનારાને દેવપણું, છઠ્ઠી કળાની ધારણામાં મૃત્યુ પામનારાને ઇન્દ્રની સાયુજ્યતા, સાતમી કળાની ધારણામાં મૃત્યુ પામનારને વિષ્ણુલોક, આઠમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો પ્રાણવિયોગ, નવમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો મહર્લોક, દશમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો ધ્રુવ લોક, અગીઆરમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો તપોલોક તથા બારમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો સાધક મનુષ્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. બ્રહ્મ શુદ્ધ, વ્યાપક, કળારહિત, શિવરૂપ તથા પ્રકાશરૂપ છે. આ બ્રહ્મમાંથી સૂર્યાદિ જ્યોતિની ઉત્પત્તિ થાય છે. મન જ્યારે વિષયાસક્તિથી રહિત થાય છે ત્યારે તે પરમ તત્ત્વમા લીન થાય છે. જ્યારે આ પ્રમાણે થાય ત્યારે તે યોગની પ્રાપ્તિ થાય. સર્વ પ્રકારના વિષયથી રહિત યોગમાર્ગમાં રહેલ, અવિદ્યાના પાશથી મુક્ત, નિર્મળ અંતઃકરણવાળો મનુષ્ય પરમ બ્રહ્મને પામે છે.

## ધ્યાનબિન્દુ ઉપનિષદ્‌. (સાર)

### ધ્યાનનિરૂપણ

ગમે તેવું મહાન્ પાપ ધ્યાનના યોગે નાશને પામે છે. શક્તિ એ શબ્દના કારણરૂપ છે. આ શક્તિ સચ્ચિદાનંદરૂપે છે. જે આને જાણે છે તે સર્વ પ્રકારના સંશયથી રહિત થાય છે. શુદ્ધ બ્રહ્મ અત્યંત સૂક્ષ્મરૂપ છે. પુષ્પમાં જેવી રીતે ગંધ છે, તલમાં તેલ છે તથા દૂધમાં જેમ ઘૃત રહેલ છે તેમ સર્વમાં બ્રહ્મ વ્યાપીને રહેલ છે. સ્થિર બુદ્ધિવાળો તેમ જ વિવેકી બ્રહ્મવેત્તા બ્રહ્મમાં સ્થિત થાય છે. પૂરકકાળે નાભિમાં રહેલ શ્રી વિષ્ણુનું ધ્યાન કરવું, કુંભકકાળે હૃદયમાં રહેલ બ્રહ્માનું ધ્યાન કરવું તથા રેચકસમયે લલાટમાં રહેલ

શ્રી શંકરનું ધ્યાન કરવું. આઠ પાંખડીવાળું તથા કેળના પુષ્પ જેવું અધોમુખવાળું કમળ હૃતકમળ કહેવાય છે. આને વિષે સર્વ દેવો રહેલા છે. નાભિ, હૃદય તથા મૂર્ધા આ ત્રણ સ્થાનો, વિષ્ણુ, બ્રહ્મા તથા શંકર આ ત્રણ ઈશ્વરો, અ, ઉ તથા મ આ ત્રણ માત્રાઓ તેમ જ અર્ધમાત્રાને જે જાણે છે, તે વેદવેત્તા કહેવાય છે. મોટા ઘંટના નાદ જેવા તથા પ્રણવની પછી પ્રતીત થતા એવા નાદની જે ઉપાસના કરે છે, તે વેદવેત્તા છે. પ્રણવ ધનુષરૂપે છે, જીવ બાણરૂપે છે તથા બ્રહ્મ લક્ષ્યરૂપ છે. આ લક્ષ્ય વસ્તુ વિંધવા યોગ્ય છે. દેહને નીચેની અરણી કરીને તથા પ્રણવને ઉપરની અરણી કરી ધ્યાનરૂપી અભ્યાસવડે પરમાત્માને જોવો. જેવી રીતે કમળના નાળવડે પાણીને મુખમાં ખેંચવામાં આવે છે તેમ વાયુને ભ્રૂમધ્યભણી ઉપર ઉપર ચઢાવવો. અર્ધમાત્રાને દોરડી કરી કૂપરૂપી કમળમાંથી સુષુમ્ણા નામના માર્ગવડે મન, વાયુ તથા અગ્નિને ભ્રકુટીના મધ્યભાગમાં લાવી મૂકવા. ધારણાવડે જે મનુષ્ય બ્રહ્મનો અનુભવ કરે છે, તે અવિનાશી બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

---

## બ્રહ્મવિદ્યા ઉપનિષદ્ (સાર)

### ૐકારની માત્રાનું નિરૂપણ.

ઋગ્વેદ, ગાર્હપત્ય, પૃથ્વી તથા બ્રહ્મા અકારરૂપ છે; યજુર્વેદ, અંતરિક્ષ, દક્ષિણાગ્નિ તથા વિષ્ણુ ઉકારરૂપ છે; સામવેદ, સ્વર્ગ, આહવનીય તથા મહેશ્વર મકારરૂપ છે; તથા નાદરૂપે પ્રણવ સર્વમાં વ્યાપી રહેલ છે. ૐકારનો જપ કરવો જોઈએ. પ્રણવ બ્રહ્મનું જે એકાગ્રતાથી ધ્યાન કરે છે તે મોક્ષને પામે છે

## યોગતત્ત્વ ઉપનિષદ્ (સાર)

### યોગનિરૂપણ.

જે સ્તનનું બાલ્યાવસ્થામાં પાન કરવામાં આવે છે, તે સ્તનનું મર્દન કરી યૌવનાવસ્થામાં આનંદ સુખ મેળવવું, તેમ જ જે યોનિમાંથી પોતાની ઉત્પત્તિ થઈ છે તે યોનિને વિષે આસક્ત થઈ જે અવિવેકી આનંદ માને છે, તેને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી જે પૂર્વજન્મમા માતારૂપ હોય છે તે કર્માનુસાર આગામી જન્મમાં પત્નીરૂપે થાય છે, જે પુત્ર હોય તે પિતારૂપે થાય છે. આ પ્રમાણે સંસારચક્ર કુપના રેંટની માફક ફર્યા કરે છે. ત્રણ લોક, ત્રણ દેવ, ત્રણ સંધ્યા, ત્રણ અગ્નિ તેમ જ ત્રણ પ્રકારના ગુણો આ સર્વ ૐ-

કારરૂપ પ્રણવમાં રહેલ છે. જેમ પુષ્પમાં ગંધ, દૂધમાં ઘી, તલમાં તેલ, તથા પાષાણમાં સોનું ગૂઢરૂપે રહેલ છે તેમ બ્રહ્મ સર્વમાં વ્યાપી રહેલ છે. પક્ષી જેમ પોતાના માળામાં રહે છે તેમ હૃદયકમળમાં મન રહેલ છે. આ હૃતકમળ અકારના ઉચ્ચારથી ચલાયમાન થાય છે, ઉકારના ઉચ્ચારથી વિકસિત થાય છે, મકારના ઉચ્ચારથી અવ્યક્ત શબ્દને ગ્રહણ કરી શકે છે તથા અર્ધ માત્રાના ઉચ્ચારથી તે નિશ્ચળ થાય છે. મનુષ્યે, જેમ કાચબો પોતાના અંગોને પોતાને વિષે ખેંચી લે છે તેમ ઈન્દ્રિયોની વૃત્તિઓને તથા વાયુને મન વિષે સ્થિર કરી સ્થાપવો. યોગાભ્યાસ સર્વદા વાયુ વિનાના તથા નિર્જન પ્રદેશ વિષે કરવો.

## આત્મપ્રબોધ ઉપનિષદ.

### જ્ઞાનનિરૂપણ

પ્રત્યક્ આનંદરૂપ તથા બ્રહ્મપુરૂષરૂપ પ્રણવસ્વરૂપ છે. અકાર ઉકાર તથા મકાર આ ત્રણ અક્ષર પ્રણવરૂપ છે. આને ૐકાર કહે છે. આનું ઉચ્ચારણ કરવાથી યોગી જન્મરૂપ સંસારબંધનથી મુક્ત થાય છે. શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરવાવાળા નારાયણને નમસ્કાર. **नमो नारायण** આ મંત્રની ઉપાસના કરનાર વૈકુંઠભવન પ્રતિ જશે. જે બ્રહ્મરંધ્રરૂપે કમળ છે, તે તડિતના પ્રકાશ સરખો પ્રકાશે છે. આ બ્રહ્મણ્ય, દેવકીપુત્રરૂપે, મધુસૂદનરૂપે, પુંડરીકાક્ષરૂપે, વિષ્ણુરૂપે તથા અચ્યુતરૂપે છે. સર્વ પ્રાણીમાત્રમાં એક નારાયણ સ્થિતિ કરે છે. તે કારણ પુરૂષ, કારણથી રહિત, પરબ્રહ્મરૂપ, ૐકાર, શોકમોહથી રહિત તથા વિષ્ણુરૂપ છે. આ વિષ્ણુનું ધ્યાન કરનારો નાશ પામતો નથી. તે દ્વૈતમાંથી અદ્વૈતરૂપે તથા અભયરૂપે થાય છે. જે વિવિધતા જૂવે છે, તે અનેક પ્રકારના મૃત્યુને પામે છે. આ વિષ્ણુ હૃદયકમળમાં સર્વરૂપે રહે છે. તેની સ્થિતિ પ્રજ્ઞામાં છે. પ્રજ્ઞા નેત્ર લોકરૂપ, પ્રતિષ્ઠારૂપ તથા બ્રહ્મરૂપ છે. આ પ્રજ્ઞાવડે આ લોકનું ઉત્ક્રમણ કરી બીજા લોક અર્થાત્ સ્વર્ગમાં મનુષ્ય સર્વ કામનાએ મેળવે છે. તે અમૃતરૂપ થાય છે. તેમાં સતત જ્યોતિ છે. જે લોકમાં આ જ્યોતિ રહેલ છે તે લોક મને આપો. આ અક્ષતલોક માનથી રહિત તથા અચ્યુતરૂપ છે. જે તે લોકને પામે છે, તે અમૃતપણાને પ્રાપ્ત થાય છે. મારામાંથી માયાનો નાશ થયો છે. સ્વચ્છ દૃષ્ટિમાં રૂપ વસ્તુ માત્રરૂપે, અસ્તમિતના હણનારરૂપે, જગતમાં રહેલ જીવ તથા ઈશ્વરના ભેદથી રહિતરૂપે, પ્રત્યક્ અભિન્નરૂપે, વિધિનિષેધના નાશરૂપે, પરમાનંદરૂપે, સાક્ષીરૂપે,

અપેક્ષા રહિતરૂપે, પોતાના મહિમામાં સ્થિતિ કરનારરૂપે, અચળરૂપે, અજરરૂપે. અવ્યયરૂપે, પક્ષાદિ ભેદથી રહિતરૂપે, જ્ઞાન સ્વરૂપે એકરસરૂપે, મોક્ષાનંદના એક સિંધુરૂપે, સૂક્ષ્મરૂપે, અક્ષરરૂપે, ગુણસમૂહથી રહિત, ત્રણ ગુણથી રહિતરૂપે, કૂટસ્થ ચૈતન્યરૂપે, નિષ્ક્રિયમાણુરૂપે, તર્કથી રહિત, એકરૂપે, કળાથી રહિત, નિર્મળ નિર્વાણમૂર્તિરૂપે, અવયવથી રહિતરૂપે, અજરૂપે, સત્ માત્ર સારરૂપે, અવધિરહિત, નિજબોધસ્વરૂપે, શુભતર ભાવરૂપે, અભેદ્યરૂપે, વિભૂરૂપે, નિંદાથી રહિતરૂપે, અવધિ તથા સીમા રહિત સત્વ માત્રા રૂપે હું છું. જો કે હું નિવૃત્ત છું, છતાં પ્રપંચ મને સત્યવત્ ભાસે છે. જેમ સર્પાદિમાં રજ્જુ સત્તા છે, તેમ પ્રપંચના આધારે કરી જગત્ રહેલું છે. જેમ શાકર શેરડીમાં રસરૂપે વ્યાપેલી છે, તેમ બ્રહ્મરૂપે કરી હું ત્રણે લોકમાં વ્યાપ્ત છું. બ્રહ્માદિથી લઈ કીટ પર્યંતનાં સર્વ પ્રાણીઓ મારે વિષે કલ્પાયલાં છે. જેમ ધનવાનને દરિદ્રપણાની આશા થતી નથી, તેમ બ્રહ્માનંદમાં મગ્ન એવા મને વિષયની આશા થતી નથી. વિષ તેમ જ અમૃતને જોઈ બુદ્ધિમાન્ પુરૂષ વિષનો ત્યાગ કરે છે તેમ આત્માને જોઈ હું અનાત્માનો ત્યાગ કરૂ છું. ઘટને વિષે પ્રકાશ પાડનારો સૂર્ય કાંઈ ઘટનો નાશ થવાથી નાશ પામતો નથી, તેમ દેહપણાને વિષે પ્રકાશ પાડનારો આત્મા દેહના નાશથી નાશ પામતો નથી. મને બંધ, મોક્ષ, શાસ્ત્ર કે ગુરૂ કાંઈ નથી. આનંદબુદ્ધિથી પૂર્ણ એવા મને દુઃખ ક્યાંથી હોય ? હું આત્માને ઓળખું છું, મારૂં અજ્ઞાન નષ્ટ થયુ છે. મારૂં કર્તવ્ય તેમ જ કર્તૃત્વ સર્વ નષ્ટ પામ્યું છે. બ્રાહ્મણપણું, કુળ, ગોત્ર, નામ, સુંદરતા તથા જાતિ આ સર્વ સ્થૂલ દેહને વિષે રહેલ છે. સ્થૂલ દેહથી ભિન્ન એવા મને તેમાંનું કાંઈ નથી. ક્ષુધા, પિપાસા, આંધળાપણું, બહેરાપણું, કામ, ક્રોધ આદિ સૂક્ષ્મ દેહના ધર્મો છે. પણ હું સૂક્ષ્મદેહથી રહિત હોવાથી મારે તેમાંનું કશું નથી. જડપણું, પ્રિય, પ્રમોદ આદિ ધર્મો કારણ દેહને છે. પણ હું નિત્ય નિર્વિકારી હોવાથી મને તેમાંનું કશું નથી. જેમ ઘૂવડને સૂર્ય અંધકારરૂપે જણાય છે તેમ મૂઢને સ્વપ્રકાશ પરાનંદમાં અજ્ઞાન જણાય છે. ચક્ષુની દૃષ્ટિનો વાદળાંવડે નિરોધ થવાથી સૂર્ય નથી, એમ માનવામાં આવે છે તેમ અજ્ઞાનથી આવૃત જીવ બ્રહ્મ નથી એમ માને છે. જેમ અમૃત વિષથી ભિન્ન છે તથા વિષના દોષવડે લેપાતું નથી, તેમ જડથી ભિન્ન મને જડાદિ દોષનો સ્પર્શ થતો નથી. એક ઝીણો દીવો જેમ મોટા અં

કારનો નાશ કરે છે તેમ સ્વલ્પ બોધ મહાન્ અજ્ઞાનનો નાશ કરે છે. જેમ ત્રણે કાળમાં રજ્જુમાં સર્પ નથી, તેમ મારામાં અહંકારાદિ દેહવાળું જગત્ નથી. હું અદ્વયરૂપ છું. હું ચિદ્રૂપ હોવાથી મારામાં જડતા નથી. હું સત્યરૂપ હોવાથી મારામાં અનૃત નથી. હું આનંદ રૂપ હોવાથી મારામાં દુઃખ નથી. અજ્ઞાનને લીધે મને દુઃખ સત્યરૂપે ભાસે છે.

## નારદ પરિવ્રાજક ઉપનિષદ (સાર)

### નારદ તથા શૌનકાદિ ઋષિઓનો સંવાદ

એક સમયપર નૈમિષારણ્યમાં રહેલ નારદને શૌનકાદિ ઋષિઓ કહેવા લાગ્યા.—હે ભગવન્ નારદ ! આપ અમને મુક્તિના સાધનનો ઉપદેશ કરો. આ સાંભળી નારદ કહે છેઃ ઉપનયન સંસ્કાર થયા પછી બ્રહ્મચર્ય પાળી ગુરુની સમીપ રહી બાર વર્ષ સુધી શિષ્યે વિદ્યાભ્યાસ કરવો. ત્યાર પછી તેણે ગુરુની આજ્ઞા લઇ પચીસ વર્ષ પર્યંત ગૃહસ્થાશ્રમ સેવવો. ત્યારબાદ પચીસ વર્ષ સુધી તેણે વાનપ્રસ્થનું પાલન કરવું, તથા વાનપ્રસ્થ ભોગવ્યા પછી પરમહંસ દીક્ષા લઈ મરણપર્યંત શાંત તથા જિતેન્દ્રિય થઇ સંન્યાસાશ્રમ પાળવો. આ રીતે સ્વસ્વરૂપનું ધ્યાન કરી જે દેહનો ત્યાગ કરે છે તે મુક્ત થાય છે. સંન્યાસનો વિધિ કેવા પ્રકારનો છે તે જાણવા માટે નારદ તેમ જ શૌનકાદિ ઋષિઓ બ્રહ્મા પાસે ગયા. તેમની પાસે જઇ નારદ મુનિ બ્રહ્માને નમન કરી કહેવા લાગ્યા;–હે બ્રહ્મન્ ! સંન્યાસ વિધિનું આપ અમને નિરૂપણ કરો. બ્રહ્મા કહે છેઃ—પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ તથા પછી ગૃહસ્થાશ્રમ પાળી અથવા તો કેવળ બ્રહ્મચર્યાશ્રમનું પાલન કરી જ્યારે વિષયોમાંથી મનની નિવૃત્તિ થાય તથા અહંકારાદિ સર્વ દોષોથી મન નિવૃત્ત થાય ત્યારે મનુષ્યે સંન્યાસને ધારણ કરવો. કોઈપણ પ્રકારની ઇન્દ્રિયોથી રહિત, પતિત, દુરાચારી તથા અવ્યવસ્થિત ચિત્તવાળાએ કદી સંન્યાસ ધારણ કરવો નહિ ઉપર કહેલ પુરૂષ જો સંન્યસ્ત દીક્ષા લેવા ઇચ્છતો હોય તો તેણે આતુર સંન્યાસ લેવો. મનમાં વિરાગ ઉત્પન્ન થયા વિના સંન્યાસ લેવાથી મનુષ્ય પતિત થાય છે. જેને સર્વે ઇન્દ્રિયો વશ છે, જેને ઉત્કૃષ્ટ ઇન્દ્રિયોનો વિજય થયો છે, તેણે જ સંન્યાસ ધારણ કરવો. જેને પરમાત્મામાં પ્રીતિ છે, જેને માન તથા અપમાન સમાન છે, જે સત્ય જ ભાષણ કરે છે, જે કોઈ પણ પ્રાણીપર વૈર રાખતો નથી, જેને કોઈપણ પ્રકારના ભુક્ત વિષયોનું સ્મરણ હોતું નથી, જે પ્રાપ્ત

વિષયોની સ્તુતિ અથવા નિંદા કરતો નથી, તથા સુખ તેમ જ દુઃખમાં સમાન બુદ્ધિવાળો હોય છે, તે જ સંન્યાસ ધારણ કરવાને યોગ્ય છે. બે કૌપિન, કંથા, દંડ તથા કમંડળ આદિ વિના અન્ય કોઈ પણ પદાર્થ સંન્યાસીએ ગ્રહણ કરવા નહિ. સંન્યાસીએ આંતર શત્રુઓ અર્થાત્ કામક્રોધાદિને પોતાને વશ રાખવા તથા મમતા રહિત થઇ સર્વદા એકાકી વિચરવું. વર્ષાકાળમાં એકાકી નહિ ભટકતાં અન્ય મનુષ્યોની સાથે એક સ્થળે રહેવું. સંન્યાસીએ સર્વદા એકલા રહી બ્રહ્મનું ચિંતન કર્યા કરવું. સંન્યાસીએ પ્રાપ્ત ભોજનમાં રાગદ્વેષ કરવો નહિ. જે તરતની જન્મેલી કન્યા, સોળ વર્ષની બાળા તેમ જ સો વર્ષની બુઢ્ઢી સર્વે તરફ સમાનદૃષ્ટિથી અર્થાત્ કામવાસનાથી રહિત દૃષ્ટિથી જૂવે છે તે નપુંસક કહેવાય છે. જે સત્ય તથા અલ્પ બોલે છે તે મૂક કહેવાય છે. જે એક યોજનથી વધારે પ્રવાસ કરતો નથી તે પાંગળો કહેવાય છે. વળી જેનાં નેત્રની વૃત્તિ પ્રયોજન વિના સોળ હાથથી દૂર જતી નથી, તે અંધ કહેવાય છે. પ્રતિકૂળ વચન સાંભળવા છતાં જેનામાં રાગદ્વેષાદિ ઉત્પન્ન થતા નથી તે બહેરો કહેવાય છે. વિષય પોતાની સમીપ હોવા છતાં જે સુપુપ્ત પુરૂષની માફક વિષયની ઇચ્છા રહિત હોય છે તે મૂઢ કહેવાય છે. ઉપર કહેલ નપુંસકાદિ સર્વ ગુણો સંન્યાસીને વિશે હોવા જોઇએ. જેમ કાચબો પોતાનાં અંગોને સંકોચી લેછે, તેમજ ઇન્દ્રિયોને સર્વ ભણીથી સંકોચી લે છે, જે આશા તથા પરિગ્રહનો ત્યાગ કરે છે, જે સર્વ પ્રકારનાં દ્વંદ્વથી રહિત છે, જે પોતાને જે કાંઇ મળે તેટલા પર જ સંતોષ માનનારો છે, તથા જે એકાંત પ્રદેશમાં રહેવા વાળો છે, સંન્યાસી મુક્ત થાય છે. પ્રાણને ધારણ કરવા માટે જ યોગ્ય સમયે ગામમાં જઈ સંન્યાસીએ ભિક્ષા મેળવવી. તેણે લાભ તેમ જ અલાભને સમાન ગણવા. વળી તેણે મમતાથી રહિત થવું જોઇએ. વળી શુભ તેમ જ અશુભ કર્મનો ઉચ્છેદ કરવા માટે સર્વદા બ્રહ્મમાં પરાયણ રહેવું. अहं ब्रह्मास्मि એમ સ્મરણ કરતો છતો, જે ત્રણ પ્રકારના શરીરનો ત્યાગ કરી શરીરનો ત્યાગ કરે છે તે કૃતાર્થ થાય છે. લોક તેમ જ વેદ તથા વિષયનો ત્યાગ કરી જે આત્મામાં સ્થિતિ કરી રહે છે તે પરમ ગતિને પામે છે. સંન્યાસીએ ભિક્ષાની યાચના વિના કદી પણ સ્ત્રીની સાથે ભાષણ કરવું નહિ. સંન્યાસીએ સર્વ ભૂતોને પોતાની સમાન ગણી પૃથ્વી ભણી દૃષ્ટિ રાખી હમેશાં ચાલવું. સંન્યાસ ૭ પ્રકારના છેઃ–જેવા કે કુટીચક,

બહૂદક, હંસ, પરમહંસ, તુરીયાતીત તથા અવધુત. કુટીચક સંન્યાસીએ શિખા, યજ્ઞોપવીત, દંડ, કમંડલ તથા કૌપીનાદિ રાખવાં. તેણે માતા, પિતા તથા ગુરુની સેવા કરવી. બહૂદકે પણ કુટીચકના સમાન જ ધર્મ પાળવાના છે. પણ તેણે આઠ ઘરમાંથી ભિક્ષા માગી લાવી તેમાંથી આઠ કોળીઆ ખાવા. હંસ સંન્યાસી પણ માથે જટા રાખી શકે, ત્રિપુંડ્ર અથવા ઉર્ધ્વ પુંડ્ર કરી શકે, તથા ભિક્ષા લાવી પ્રાણને ધારણ કરી શકે. પરમહંસ સંન્યાસીએ શિખા તથા યજ્ઞોપવીત રાખવાં નહિ. તેણે પાંચ ઘેર જઈ ભિક્ષા કરવી. વળી તેણે દરેક વખત એક જ ઠેકાણે ભિક્ષા માટે જવું નહિ. તેણે હાથ તે જ ભિક્ષાપાત્ર સમજવું. તેણે એક કૌપીન, એક દંડ તથા એક કંથા રાખવાં. તેણે ભસ્મને ધારણ કરવી તથા સર્વના ત્યાગને સેવવો. તુરીયાતીતે ફળનો આહાર કરવો, જો અન્નનો આહાર કરવા ધારે તો તેણે ત્રણ ઘરમાંથી ભિક્ષા માંગી લાવી ખાવી. તેણે વસ્ત્ર રહિત ફરવું તથા પોતાના શરીરને શબની માફક જાણવું. અવધૂતે અજગર વૃત્તિવડે આહારને ગ્રહણ કરવો. તેણે નિત્ય સ્વરૂપાનુસંધાનમાં સમય ગાળવો. તેણે સંન્યાસી, પતિત અથવા રજસ્વલા સાથે ભાષણ કરવું નહિ. હાથવડે તરીને નદી ઉતરવી નહિ, ક્રયવિક્રય કરવો નહિ, વાહન પર બેસવું નહિ. તેનો જીવ જાગ્રતમાં નેત્ર વિષે, સ્વપ્નમાં કંઠમાં, સુષુપ્તિમાં હૃદય તથા તુરીયાવિશે મૂર્દ્ધામાં રહેલ હોય છે. સંન્યાસીએ સુવર્ણાદિ દ્રવ્યનો, સ્વદેશનો તથા સંબંધી જનનો ત્યાગ કરવો. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીયના સ્વરૂપનો વિચાર કરી તેણે સર્વનો તુરીયમાં લય કરવો.

---

## ત્રિશિખી બ્રાહ્મણ ઉપનિષદ (સાર)

### . ત્રિશિખી તથા આદિત્યનો સંવાદ

ત્રિશિખી આદિત્ય લોકમાં જઈ આદિત્ય ભગવાનને પૂછવા લાગ્યા; હે ભગવન્! શરીર, પ્રાણ, કરણ તથા આત્મા શું છે? આદિત્યે કહ્યું:—આ સર્વ શિવરૂપ છે. બ્રહ્મનુ અધિષ્ઠાન અવ્યક્ત છે. આ અવ્યક્તમાંથી મહત્, મહત્‌માંથી અહંકાર, અહંકારમાથી પાંચ તન્માત્રાઓ, તેમાથી મહાભૂતો તથા તેમાંથી સર્વ જગતની ઉત્પત્તિ થઇ છે. મુમુક્ષુએ યોગના અભ્યાસથી પ્રાણ તથા મનનો નિરોધ કરવો જોઇએ. કર્મયોગ તથા જ્ઞાનયોગ, એમ યોગ બે પ્રકારના છે. મનને પોતાના કર્તવ્યકર્મમા સ્થિર કરવું, તે કર્મયોગ કહેવાય છે;

તથા મનને પરમાત્મામાં સ્થિર કરવું તે જ્ઞાનયોગ કહેવાય છે. જ્ઞાનયોગનાં આઠ અંગો નીચે પ્રમાણે છે-યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન તથા સમાધિ. દેહ તથા ઇન્દ્રિયોનું દમન તે યમ, પરમ તત્ત્વને વિષે જે પ્રેમ તે નિયમ, આત્માથી ભિન્ન સર્વ બાહ્ય વસ્તુમાં જે ઉદાસીનતા તે આસન, સર્વ જગત્ મિથ્યા છે, એ રીતની જે પ્રતીતિ તે પ્રાણાયામ, ચિત્તનો જે અંતર્મળને વિષે ભાવ તે પ્રત્યાહાર, ચિત્તની ધ્યેયમાં જે સ્થિરતા તે ધારણા, હું ચિન્માત્ર છું એવું જે ચિંતન તે ધ્યાન, તથા ધ્યાનની જે વિસ્મૃતિ તેને સમાધિ કહે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર તથા શૌચ આ દશ પ્રકારના યમો છે. તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, હરિનું આરાધન, વેદાંતશ્રવણ, લોકલજ્જા, મતિ, જપ તથા વ્રત આ રીતે દશ નિયમો છે. સ્વસ્તિક, ગોમુખ, વીર, યોગ, પદ્મ, બદ્ધપદ્મ,, કુક્કુટ, ઉત્તાનકૂર્મક, ધનુષ, સિંહ, ભદ્ર, મુક્ત, મયૂર, મત્સ્ય, સિદ્ધ, પશ્ચિમતાન, તથા સુખાસન આ રીતનાં મુખ્ય આસનો છે. યમ, નિયમ તથા આસનથી યુક્ત થઈ મનુષ્યે પ્રાણાયામ કરવો. પ્રસ્વેદ ઉપજાવનારો પ્રાણાયામ કનિષ્ઠ કહેવાય છે, શરીરમાં કંપ ઉપજાવનારો પ્રાણાયામ મધ્યમ ગણાય છે તથા શરીરનું ઉત્થાન કરનારો પ્રાણાયામ ઉત્તમ કહેવાય છે. કનિષ્ઠ પ્રાણાયામથી વ્યાધિનો નાશ થાય છે, મધ્યમ પ્રાણાયામથી મહા પાપ તથા મહારોગનો નાશ થાય છે તથા ઉત્તમ પ્રાણાયામથી બુદ્ધિના સામર્થ્યની વૃદ્ધિ થાય છે.

## સીતા ઉપનિષદ (સાર).

### સીતાનિરૂપણ

પ્રજાપતિ દેવોને કહે છે-સીતા પ્રકૃતિરૂપ છે. સીતા નામની પ્રકૃતિ રામચંદ્રના સાન્નિધ્યથી જગતને આનંદ આપનારી, તથા સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરનારી છે. તે સર્વ વેદમયી, સર્વ લોકમયી, સર્વ કીર્તિમયી, સર્વ ધર્મમયી તથા સર્વના શરીરરૂપ છે.

## યોગચૂડામણિ ઉપનિષદ (સાર).

### યોગનિરૂપણ.

આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ એ રીતે યોગના છ અંગો છે. મુખ્ય આસન બે પ્રકારનાં છેઃ-સિદ્ધાસન તથા પદ્માસન. મેઢ્રના મૂળમાં જે ચક્ર છે તેને પ્રાણનો આ-

શ્રય હોવાથી તે સાધિષ્ઠાન ચક્ર કહે છે. પ્રાણવાદિની નાડી દશ છેઃ-જેવી કે ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિ જિહ્વા, પુષા- યશસ્વિની, અલંબુષા, કુહુ તથા શંખિની. પ્રાણો દશ છે જેવા કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય. પ્રાણ હૃદયમાં, અપાન ગુદામાં, વ્યાન સર્વથા શરીરમાં, ઉદાન કંઠમાં તથા સમાન નાભિમાં છે. નાગને લીધે ઓડકાર, કૂર્મવડે આંખનું ઉઘડવું, કૃકલવડે છીંક, દેવદત્તવડે બગાસું, તથા ધનંજય નામના પ્રાણથી મૃત શરીરનું ફુલવું થાય છે. પ્રાણાયામ ત્રણ પ્રકારના છે, ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ. પ્રત્યાહારવડે મનો- વિકારની નિવૃત્તિ થાય છે. બાર પ્રત્યાહારથી ધારણા, બાર ધારણાથી ધ્યાન તથા બાર ધ્યાનથી સમાધિ થાય છે.

## નિર્વાણઉપનિષદ (સાર).

### મોક્ષનિરૂપણ

નિરાલંબરૂપી આસન, બ્રહ્મરૂપી સંયોગ, માયાનો વિયોગરૂપ ઉપદેશ, વિવેકરૂપી રક્ષા, કરૂણારૂપ ક્રીડા, આનંદરૂપી માળા, ધૈર્યરૂપી કંથા, ઉદાસીનતારૂપી કૌપીન, વિચારરૂપી દંડ, બ્રહ્મનું અવલોકન કરવું તે રૂપી યોગપટ્ટ, તથા કુંડલિનીરૂપી બંધ જેને છે તે મોક્ષને પામે છે. બ્રહ્મ સર્વ ગુણથી રહિત, વિવેકવડે પ્રાપ્ત થવા યોગ્ય તથા અ- સંસ્કૃત મન અને વાણીનો અવિષય છે. યોગવડે ભયાદિનો ત્યાગ, તથા બ્રહ્મની સાથે એકપણાના રસનું આસ્વાદન થાય છે.

## મંડલ બ્રાહ્મણ ઉપનિષદ્ (સાર).

### આદિત્યનો યાજ્ઞવલ્કયને ઉપદેશ

શ્રી સૂર્ય ભગવાન્ યાજ્ઞવલ્કયને નીચે પ્રમાણે ઉપદેશ કરે છેઃ- ઈન્દ્રિયનો નિગ્રહ, ટાઢ તથા આહાર આદિનો વિજય તથા નિશ્ચળ- પણું તે યમરૂપે છે. ગુરૂપર ભક્તિ, એકાંતવાસ તથા ફળની ઈચ્છાનો ત્યાગ તે નિયમરૂપે છે. લાંબા સમય સુધી એકસ્થાનપર સ્થિર ચિ- ત્તથી બેસી રહેવું તે આસનરૂપ છે. સોળ માત્રાવડે પૂરક, ચોસઠમાત્રાવડે કુંભક તથા બત્રીશ માત્રાવડે જે રેચક તે પ્રાણાયામરૂપે છે. ઇન્દ્રિ- યોના વિષયથી મનને વાળવું તે પ્રત્યાહારરૂપે છે. ચિત્તને ચૈતન્ય વિશે સ્થાપવું તે ધારણારૂપે છે. ધ્યાનની જે વિસ્મૃતિ થવી તે સમાધિરૂપે છે. અપ્રમેયરૂપ, અજ, શિવ, પરમાકાશ, નિરાલંબ તથા અદ્વય એવા બ્રહ્મમાં મનની સ્થિતિ થવાથી તે અમનસ્ક ભાવને પામે છે. આકાશ

પાંચ પ્રકારનાં છે.-જેવાં કે આકાશ, પરાકાશ, મહાકાશ, સૂર્યાકાશ તથા પરમાકાશ.

## દક્ષિણામૂર્તિ ઉપનિષદ (સાર)

### માર્કંડેય તથા શૌનકાદિનો સંવાદ

શ્રીમાર્કંડેય મુનિને શૌનકાદિ ઋષિ પૂછે છેઃ-તમો શા કારણથી ચિરકાળ સ્થાયી છો તથા તમે શા કારણથી સ્વાનંદનો અનુભવ કરો છો ? માર્કંડેયમુનિ કહે છે.-પરમ રહસ્યરૂપ શિવતત્વના જ્ઞાનવડે હું ચિરકાળ જીવું છું આ દક્ષિણામૂર્તિવડે મને અપરોક્ષ જ્ઞાન થયું છે. જે ઉપરામ કાળે સર્વના આત્મામાં ઉપસંહાર કરી સ્વાત્માનંદમાં પ્રકાશે છે, તે દેવ કહેવાય છે. ૐ **नमो भगवते दक्षिणामूर्तये अस्मैं प्रज्ञां प्रज्ञ स्वाहा । नमो भगवते तुभ्य वटमूल वासिने प्रज्ञामेधादिसिद्धिदायिने मायिने नम** दक્ષિણામૂર્તિના આ મંત્રો છે. ઈષ્ટ કાર્યની પ્રાપ્તિ અર્થે વડના મૂળમાં બેઠેલ શ્રી સદાશિવ ભગવાનનું ધ્યાન કરવુ. ભક્તિરૂપી દીવેટવાળા, વૈરાગ્યરૂપી તેલવાળા, તથા પ્રબોધરૂપી પાત્રવાળા જ્ઞાનરૂપી દીવાનું અવલોકન કરવુ જોઇએ. વૈરાગ્યને નીચેની અરણી કરી તથા જ્ઞાનને ઉપરની અરણી કરી ગાઢ અંધકારનો નાશ થવા માટે જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ કરવો જોઇએ. બ્રહ્મવાદીઓ એમ કહે છે કે, બુદ્ધિ દક્ષિણારૂપે કહેવાય છે. બુદ્ધિ જે પરમ તત્વના સાક્ષાત્કાર થવામાં મુખ્ય અર્થાત્ સાધનભૂત છે, તે દક્ષિણા મુખ' કહેવાય છે. સૃષ્ટિના આરંભકાળમાં ભગવાન્ બ્રહ્મા આ સદાશિવની ઉપાસના કરી સૃષ્ટિ કરવા શક્તિમાન્ થયા હતા તથા પોતાની કામનાને પૂર્ણકરી સંતુષ્ટ થયા હતા. જે પરમ રહસ્ય આ શિવતત્વનું અધ્યયન કરે છે, તે સર્વ પાપથી મુકત થાય છે. જે આ જાણે છે, તે મોક્ષનો અનુભવ કરે છે.

## શરભ ઉપનિષદ (સાર)

### બ્રહ્મા તથા પૈપ્પલાદનો સંવાદ

બ્રહ્મા પૈપ્પલાદ મુનિને કહે છે.-હે પૈપ્પલાદ ! મહેશ્વર સર્વ કરતાં શ્રેષ્ઠ છે. મારા તેમ જ વિષ્ણુ ભગવાનના તેઓ ઉત્પન્નકર્તા છે. મહેશ્વરનો શરભનો, વેષ ધારણ કરી નૃસિંહની સામા થયા હતા. તે સર્વ જગતનો નાશ કરનારા છે. સૂર્યાદિ તેમના નેત્રરૂપે છે. મન જેને પહોચી શકતુ નથી એવા રુદ્રરૂપી બ્રહ્મને જાણનારો કદી

ભયને પ્રાપ્ત થતો નથી. તે સૂક્ષ્મથી સૂક્ષ્મ તથા મહાનથી મહાન્. છે. તે સત્યરૂપે, સાક્ષીરૂપે, નિર્વિકલ્પરૂપે તથા અચિંત્ય શક્તિરૂપે છે. આ રુદ્રને શરભ કહેવાનું કારણ એ કે, શર કહેતાં જીવો તથા કહેતાં ભાસે છે. આ રુદ્ર શિવરૂપ તથા મોક્ષ આપનાર છે. સર્વ ધ્યેય વસ્તુનો ત્યાગ કરી એક જ શિવનું ધ્યાન કરનારો સદા શિવરૂપે થાય છે.

## સ્કંદ ઉપનિષદ્ (સાર)

### સ્કંદની સ્તુતિ

સ્કંદ કહે છે—હે સદાશિવ ! આપની કૃપાને લીધે જ હું અચ્યુતરૂપે, વિજ્ઞાનઘનરૂપે તથા શિવરૂપે છું. જ્યારે અંતઃકરણ વિષયાકાર થાય છે ત્યારે તે પોતાના સ્વરૂપને પ્રતીત થતું નથી. જ્યારે વિષયાકારમાંથી અંતઃકરણની નિવૃત્તિ થાય છે ત્યારે તે જ્ઞાનરૂપે થઈ રહે છે. સર્વ જીવ તથા જડના દ્રષ્ટારૂપ અચ્યુત ભગવાન્ છે, જેમ ફોતરાંથી ઢંકાયલી ડાંગર છે. તે ફોતરાં જૂદાં પડે છે ત્યારે કેવળ ચોખા વ્યક્ત થાય છે. તે જ પ્રમાણે કર્મ વડે જીવ બંધાયલો છે. જ્યારે કર્મનો નાશ થાય છે ત્યારે ચોખાની માફક જીવ શિવરૂપે થાય છે. આ શિવ છે, એરીતની ભાવનારૂપ અજ્ઞાન નિર્માલ્યને કાઢી નાંખી હું જ શિવરૂપે છું એ રીતની ભાવનાથી શિવનું પૂજન કરવું. જેનું જ્ઞાન અભેદ દર્શનરૂપે છે, જેનું ધ્યાન વિષયરહિત મનરૂપે છે, જેનું સ્નાન મનના મેલના ત્યાગરૂપે છે, જેનું શૌચ ઇન્દ્રિયનિગ્રહ રૂપે છે તથા ભિક્ષા બ્રહ્મરૂપી અમૃતરૂપે છે તે શિવરૂપે થઈ રહે છે.

## ત્રિપાદ્વિભૂતિમહાનારાયણ ઉપનિષદ્ (સાર)

### બ્રહ્માને પરમતત્ત્વ ઉપદેશ

પરમતત્વ જાણવાની ઇચ્છાવાળા બ્રહ્માએ એક હજાર વર્ષ પર્યંત તપશ્ચરણ કર્યું. આ તપથી ભગવન્ વિષ્ણુ જ્યારે પ્રસન્ન થયા ત્યારે બ્રહ્માએ કહ્યુ; હે ભગવન્ ! આપ મને પરમતત્વ કહો. આપના સિવાય અન્ય કોઈ પરમતત્વનું રહસ્ય કહી શકે એમ નથી. આપ સર્વજ્ઞ, સર્વ શક્તિરૂપ, સર્વના આધારરૂપ, સર્વેશ્વરરૂપ, સર્વના પ્રવર્તક તથા સર્વના પાલક છો. હે ગુરૂ ! પરમતત્ત્વનું રહસ્ય વિસ્તાર પૂર્વક કહો. બ્રહ્મનું સ્વરૂપ પ્રથમ મને કહો. ત્યારે ગુરૂ બોલ્યા; બ્રહ્મ ત્રણે કાળથી બાધિત, સગુણ તથા નિર્ગુણ સ્વરૂપ, આદિ, મધ્ય તથા અંતથી રહિત, અદ્વિતીય, પરમ આનંદરૂપ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત ·સત્ય·

સ્વરૂપ, વ્યાપક, અભિન્ન, અપરિચ્છિન્ન સચ્ચિદાનંદરૂપ, સ્વપ્રકાશરૂપ, મન તથા વાણીનો અવિષય, કોઈ પણ રીતના પ્રમાણથી રહિત, વેદાંતવડે વેદ્ય, દેશ, કાળ તથા વસ્તુ-પરિચ્છેદથી રહિત, સર્વદા પરિપૂર્ણ, તુરીયરૂપ, નિરાકાર, એકરૂપ, અદ્વૈતરૂપ,અનિર્વાચ્ય, પ્રણવરૂપ તથા ચાર પાદરૂપ છે. શિષ્યે પૂછ્યું કે, બ્રહ્મ ચાર પાદવાળા કેવી રીતે ? ગુરૂ કહે છે:–અવિદ્યા, વિદ્યા, આનંદ તથા તુરીય, આ ચારપાદકલ્પાયલા છે. અવિદ્યાપાદ જગદાકારે પ્રતીત થવાથી અશુદ્ધ જેવો પ્રતીત થાય છે. બાકીના ત્રણ પાદો શુદ્ધ છે. સંકોચ તથા વિકાસાત્મક મહા માયાના વિલાસવાળો અવિદ્યાનો પ્રપંચ છે. આ અવિદ્યાના પ્રપંચનો **एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन** ઇત્યાદિ મહા વાક્યવડે સંહાર થાય છે કાર્ય તથા કારણરૂપ ઉપાધિના ભેદને લીધે જીવ તથા ઈશ્વરનો ભેદ કલ્પાયલો છે. કાર્યરૂપ ઉપાધિવાળાને જીવ કહે છે તથા કારણરૂપ ઉપાધિવાળાને ઈશ્વર કહે છે. ઇશ્વરની આજ્ઞામા રહેનારી માહામાયા છે તથા જીવ માયાની આજ્ઞાને વશવર્તનારો છે. જીવની ઇષ્ટ વિષયની પ્રાપ્તિ તે સુખપ્રાપ્તિ કહેવાય છે તથા અનિષ્ટ વિષયમાં જે પ્રાપ્તિ, તે દુઃખપ્રાપ્તિ કહેવાય છે. આ રીતના જીવનો બંધમાંથી મોક્ષની પ્રાપ્તિનો માર્ગ એ છે કે, પ્રથમ સદ્‌ગુરૂના કૃપા કટાક્ષવડે ભગવાનના કથાશ્રવણમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. શ્રદ્ધાવડે અનાદિ દુર્વાસનાની ગ્રંથિનો નાશ થાય છે. આથી હૃદયમાં રહેલ સર્વ કામનાનો નાશ થય છે. તેમ થવાથી હૃદયકમળમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે. પછી દૃઢ વૈષ્ણવી ભક્તિ, પછી વૈરાગ્ય, પછી બુદ્ધિવિજ્ઞાનનો આવિર્ભાવ તથા જ્ઞાનની પરિપક્વાવસ્થા થાય છે. આમ થવાથી જીવન્મુક્તાવસ્થાને પમાય છે તથા શુભાશુભ સર્વ વાસનાનો લય થઈ જાય છે. દઢતર શુદ્ધ સાત્વિક ભાવનાવડે અત્યંત ભક્તિ થાય છે. ભક્તિના અતિશયપણાથી સર્વ અવસ્થામાં સર્વ નારાયણરૂપ છે, એવો ભાસ થાય છે. અનાદિપણાની સાધનાવાળો નિરાલંબનો અધિકારી હોય છે, પણ ભક્તરૂપ સાધન તો અધિકારી તથા અનધિકારી બેઉને ઉપયોગી છે. ભક્તિયોગ ઉપદ્રવરહિત છે. આ યોગમાં ભગવાન્ તેનું સર્વ વિઘ્નોમાંથી રક્ષણ કરે છે. માટે મનુષ્યે અન્ય સર્વ-ઉપાયનો ત્યાગ કરી કેવળ ભક્તિનો આશ્રય લેવો. આ પ્રમાણે ગુરૂરૂપ વિષ્ણુભગવાનનો ઉપદેશ સાંભળી શિષ્યરૂપ બ્રહ્મા પરમતત્વની પ્રાપ્તિ કરી

ભક્તિનિષ્ઠ થઈ, ભક્તિના પરિપાકથી વિજ્ઞાનને પામી સાક્ષાત્ નારાયણરૂપે થયા.

---

## અદ્વય તારક ઉપનિષત્ (સાર)

### ત્રણ લક્ષ્યનું નિરૂપણ.

અમે બ્રહ્મવેત્તા અદ્વય તારક ઉપનિષત્ કહીએ. તથા જિતેન્દ્રિય તથા શમદમાદિ ષટ્ ગુણવડે પૂર્ણ મતિને કહીએ છીએ. હું ચિત્ત સ્વરૂપે છું, એ રીતે સદા માનતો મનુષ્ય તદન આંખ મીચી અથવા કંઈ એક ઉઘાડી રાખી અંતર્દષ્ટિવડે ભ્રકુટીના ઉપરના આકાશમાં સચ્ચિદાનંદ તેજસમૂહને પરબ્રહ્મરૂપે જોતો છતો, પરબ્રહ્મરૂપે થાય છે. બ્રહ્મને તારક કહેવાનું કારણ એ કે, તે ગર્ભ, જન્મ જરા, મરણ તથા સંસારના મહાન્ ભયથી તારે છે. જીવ તથા ઈશ્વરને માયિક જાણી સર્વ વિશેષ ભાવનો, નેતિ નેતિરૂપ ગણી, ત્યાગ કરી જે અવશેષ રહે છે, તે અદ્વયબ્રહ્મ છે. આ બ્રહ્મની સિદ્ધિ માટે ત્રણ લક્ષનું અનુસંધાન કરવું જોઇએ દેહના મધ્ય ભાગમાં સુષુમ્ણા નામની બ્રહ્મ નાડી છે. તે સૂર્ય સરખા રૂપવાળી તથા પૂર્ણચંદ્રના સરખી પ્રકાશવાળી છે. તે મૂલાધારથી આરંભી બ્રહ્મરંધ્રપ્રતિ જનારી થાય છે. આ બ્રહ્મ નાડીના મધ્યમાં કરોડો વિજળીના સમાન પ્રકાશવાળી મૃણાલ સૂત્રના જેવી તથા સૂક્ષ્મ અંગવાળી કુંડલિની નામની નાડી છે. આને જોવાથી મનમાંથી સર્વ પાપનો વિનાશ થવાથી મનુષ્ય મુક્તિને પામે છે. તારક બ્રહ્મરૂપ યોગના પ્રકાશવડે ભાલના ઉર્ધ્વ ભાગમાં રહેલ લલાટ મંડલમાં જે તેજને જૂવે છે, તે સિદ્ધ થાય છે. તર્જનીવડે કાનનાં છિદ્રો પૂરવાથી ફુત્કાર શબ્દ ઉત્પન્ન થાય છે તથા મન જ્યારે તેમાં સ્થિતિ કરે છે ત્યારે ચક્ષુના મધ્ય ભાગમાં જ્યોતિસ્થાનને અંતર્દષ્ટિવડે જોવાથી યોગી નિરતિશય સુખને પામે છે. તેજ પ્રમાણે તે હૃદયમાં પણ જૂવે છે. આ અંતર્લક્ષ્યનું લક્ષણ છે, જે મુમુક્ષુઓએ ઉપાસવું જોઇએ. હવે બહિર્લક્ષ્યનું લક્ષણ સાંભળો. નાસિકાના અગ્રભાગમાં ચાર, ૭, આઠ, દશ અથવા બાર આંગળ છેટે પીળું તથા શુક્લવર્ણથી યુક્ત આકાશને જ્યારે જુવે છે ત્યારે તે યોગી થાય છે. ચલ દષ્ટિવડે આકાશ માત્રને જોનારા પુરુષની દૃષ્ટિમાં રહેલ જ્યોતિનાં કીરણોના જોવાથી યોગી થવાય છે. આંખના ખૂણામાં અથવા ભૂમિમાં તપ્ત સુવર્ણના સરખાં જ્યોતિનાં

કિરણોને જે દષ્ટિ જૂવે, તે દષ્ટિ સ્થિર થાય છે. મસ્તકપર બાર આગળને જોનારા અમૃતભાવને પામે છે. ગમે ત્યાં રહેલો છતો મસ્તકમાં આકાશ જ્યોતિને જોતો યોગી થાય છે. હવે મધ્ય લક્ષ્યનુ લક્ષણુ સાભળો, કોટી સૂર્યના પ્રકાશના વૈભવ સમાન સૂર્યાકાશ હોય છે. તાલુમૂલના ઉર્ધ્વભાગમા મહાન્ જ્યોતિર્મંડલ રહે છે. આનુ યોગીએ ધ્યાન કરવુ આનાથી અણિમાદિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અંતર્બાહ્ય લક્ષ્યવાળી દષ્ટિ જ્યારે નિમેષ તથા ઉન્મેષથી રહિત થાય ત્યારે શાભવી મુદ્રા થાય છે. આ મુદ્રાને પહોચેલ જ્યા રહે છે તે સ્થાન પવિત્ર થાય છે. તેને જોઇ સર્વ લોક પવિત્ર થાય છે. જે આવા યોગીની પૂજા કરે છે તે મુક્ત થાય છે. આચાર્ય વેદ-સંપન્ન, વિષ્ણુભક્ત તથા મત્સર રહિત હોવો જોઇએ. તે યોગને જાણતો હોવો જોઇએ, યોગમા આસક્ત જોઇએ, ગુરૂ ભક્તિમાં આસક્ત તથા પુરૂષાત્માને ઓળખતો હોવો જોઇએ આવો આચાર્ય ગુરૂરૂપે કહેવાય છે. "ગુ" શબ્દ અધકારવાચક છે તથા "રૂ" શબ્દ તેના નિરોધ વાચક છે. અર્થાત્ જે અજ્ઞાનનો નિરોધ કરે, તે ગુરૂ કહેવાય છે. ગુરૂ પરાવિદ્યા, પરમ આશ્રયરૂપ, પરાકાષ્ઠારૂપ તથા પરમ ધનરૂપ છે. કારણ કે તે ઉપદેષ્ટારૂપ છે.

---

## રામ રહસ્ય ઉપનિષદ્ (સાર)

### રામ બ્રહ્મરૂપે

રામ પરમ બ્રહ્મરૂપે, પરમ તપરૂપે તથા પરમ તત્વરૂપે છે. હનૂમાન, ગણપતિ, સરસ્વતી, દુર્ગા, ક્ષેત્રપાળો આદિ રામનાં અંગોવિના ગમ વિઘ્ન કર્તારૂપ છે. **ॐनमो भगवते रामाय सकला पाप्निवारणाय स्वधा** આ મંત્રનો જપ કરવાથી સર્વ પ્રકારની કામના પૂર્ણ પડે છે ઐહિક કાર્યમા રામચદ્રજીના દૂત હનૂમાનનું સ્મરણ કરવુ, જેથી કાર્યની સિદ્ધિ થાય છે. **रा** તત્પદનો વાચ્ય છે તથા **म** **त्त्व**પદનો વાચ્ય છે તથા તે બેઉની એકતા **असि** પદવડે થાય છે હું કેવળ રામરૂપ છુ, એમ માનનારા બ્રહ્મસ્વરૂપને પામેછે.

---

## રામ પર્વોત્તર તાપિનીય ઉપનિષદ (સાર)

### રામ ૐકારરૂપે

જે અનત ચિદાત્મામા અનેક યોગીઓ રમણ કરે છે તે ર

છે. તે અદ્વિતીયરૂપે, અવયવથી રહિત તથા શરીર રહિત બ્રહ્મરૂપે છે. તેનાં હાથ શસ્ત્રાદિ સર્વ વસ્તુઓ કેવળ કલ્પિતરૂપે છે. બ્રહ્મ શબ્દ જેમ સર્વનો વ્યાપક છે તેવો જ રામ શબ્દ છે. જેમ વડના બીમાં વડનું વૃક્ષ રહેલ છે તેમ સ્થાવર જંગમ સર્વ વસ્તુ રામવિશે રહેલી છે. રામ પુરૂષરૂપ છે તથા સીતા પ્રકૃતિરૂપ છે. આ પ્રકૃતિરૂપી સીતામાંથી ચૌદ ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. જે સમયે કૈલાસ પર્વતને તોળવામાં આવ્યો ત્યારે શંકરે જે રાવ અર્થાત્ શબ્દ કર્યો તે રાવણરૂપ છે. તે સર્વના તારક છે જન્મમરણાદિના ભયમાંથી તેઓ ટાળનારા હોવાથી તેને તારક કહેવામાં આવે છે. વિશ્વરૂપ લક્ષ્મણ પ્રથમ અક્ષર અકારરૂપે છે, તૈજસરૂપ શત્રુઘ્ન દ્વિતીય અક્ષર ઉકારરૂપે છે, પ્રાજ્ઞરૂપ ભરત તૃતીય અક્ષર મકારરૂપે છે, તુરીયરૂપ રામ ચતુર્થાક્ષર અર્ધ માત્રારૂપે, મૂલ પ્રકૃતિ સીતા નાદ તથા બિંદુરૂપે છે. જે એમ કહે છે કે, હું રામરૂપે છું, તે સર્વદા રામરૂપ જ થાય છે, એમાં કોઈ રીતનો સંશય નથી. આ અવિમુક્તની વારણા તથા નાશી બે શક્તિ છે. ભ્રૂકુટિ તથા નાસિકાના મધ્યનો જે ભાગ તે અવિમુક્ત. સર્વ ઇન્દ્રિયોએ કરેલ દોષોની જે નિવારણ શક્તિ તે વારણા તથા સર્વ ઇન્દ્રિયોથી થયેલ પાપોનું નાશ કરનારી જે શકિત, તે નાશા કહેવાય છે.

---

## વાસુદેવ ઉપનિષદ (સાર)

### વાસુદેવ તથા નારદનો સંવાદ

શ્રીવાસુદેવ ભગવાન્ નારદ મુનિને કહેવા લાગ્યા;—વૈકુંઠમાં થયેલ તથા મને વહાલું એવું ચંદન મેં વૈકુંઠમાંથી લાવી અહીં દ્વારિકામાં સ્થાપન કરેલ છે. વીર, શરીરપર લગાડેલ ચંદન જ્યારે ગોપીઓ ધોઇ નાંખે છે ત્યારે તે ગોપીચંદન કહેવાય છે. **नारायणाय विद्महे वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात्** આ ગાયત્રીવડે લલાટાદિ સર્વ અંગોને વિષે ન્યાસ કરવા. ઉભી ત્રણ રેખારૂપ ઊર્ધ્વ પુંડ્ ૐકારરૂપે છે. ઊર્ધ્વપુંડ્રમાં પ્રકાશ જેવા પોતાના આત્માને અનુભવતો તથા હું જ બ્રહ્મ છું એમ ભાવના કરતો મારા સાયુજ્યને પામે છે. જેમ તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ તથા દૂધમાં ઘી રહેલ છે, તેમ સ્થાવર જંગમ સર્વમાં હું રહેલ છું. દેહથી રહિત સૂક્ષ્મ, ચૈતન્યરૂપ, નિરંજન તથા અદ્વૈત બ્રહ્મરૂપે હું છુ, એમ વિવેકીએ

ભાવના કરવી. ગોપીચંદનને શરીરપર ધારણ કરી મારૂં ધ્યાન કરવાથી પુરુષ પરમપદને પ્રાપ્ત થાય છે. ચંદન ન મળે તો તુલસીના મૂળની પાસેની માટી લાવી તેને ગોપીચંદનરૂપે શરીરપર ધારણ કરવી. જે આ રીતે ગોપીચંદનને ધારણ કરે છે તે પવિત્ર થાય છે તથા તેની પુનરાવૃત્તિ થતી નથી.

## મુદ્‌ગલ ઉપનિષદ (સાર)

### પુરૂષનિરૂપણ

સહસ્ર મસ્તક તથા દશાંગુલ આ બેમાં સહસ્ર તથા દશ શબ્દ અનંદના વાચક છે. બ્રહ્મ ત્રણ પ્રકારના તાપથી રહિત, ભોક્તાદિ ત્રિપુટીથી રહિત, ત્વચાદિ ૭ કોશોથી રહિત, કામ ક્રોધાદિ ૭ શત્રુથી રહિત, અન્નમયાદિ પાંચ કોશોથી રહિત, ઉત્પતિ, સ્થિતિ તથા લયાદિ ૭ પ્રકારના વિકારોથી રહિત, જન્મ જરા મરણાદિ ૭ ઊર્મિઓથી રહિત, તથા કુલ, નિયમ, જાતિ, વર્ણ, આશ્રમ તથા રૂપ આ ૭ ભ્રાંતિથી રહિત છે. આ ઉપનિષદ્‌ના અધ્યયનથી પુરૂષ પવિત્ર થાય છે. વિવેકી પુરૂષે આ ઉપનિષદ્‌નું અધ્યયન કરવું.

## શાંડિલ્ય ઉપનિષદ (સાર)

### અથર્વા તથા શાંડિલ્યનો સંવાદ

અથર્વા નામના મુનિ શાંડિલ્ય નામના મુનિને કહેવા લાગ્યા:–યોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, તથા સમાધિ આ આઠ અંગો છે. તેમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, સત્ય, દયા, જપ, ક્ષમા, ધૃતિ, મિતાહાર તથા શૌચ આ દશ યમો છે. અહિંસાઃ–પ્રાણી માત્રને મન કે વાણીવડે કોઇપણ પ્રકારનો કલેશ નહિ ઉપજાવવો તે. સત્યઃ–મન, તથા વાણીવડે પ્રાણીમાત્રને હિતકારક બોલવું તે. અસ્તેયઃ–મન વાણી તથા શરીરવડે પરદ્રવ્યમાં નિઃસ્પૃહ રહેવું તે. બ્રહ્મચર્ય.–મન, વાણી તથા શરીરવડે સર્વત્ર મૈથુનનો ત્યાગ. દયાઃ–પ્રાણી માત્રપર અનુગ્રહ કરવો. આર્જવઃ–મન તથા વાણીવડે સર્વ તરફ એકરૂપતા, ક્ષમાઃ–પ્રિય તેમજ અપ્રિયની પ્રાપ્તિને સહન કરવી. ધૃતિઃ–દ્રવ્યની હાનિ થવા છતાં અથવા પ્રિય વસ્તુનો વિયોગ થવા છતાં ચિત્ત સ્થિર રાખવું. મિતાહારઃ–ચોથો ભાગ શેષ રાખી સાત્વિક આહાર ગ્રહણ કરવો શૌચ.–માટી આદિ-

થી શરીરને ચોખું રાખવું. હવે નિયમ દશ પ્રકારના છે.-તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતશ્રવણ, હ્રી, મતિ, જપ તથા વ્રત. આસનઃ-સ્વસ્તિક, ગોમુખ, પદ્મ, વીર, સિંહ, ભદ્ર, મુક્ત તથા મયૂરાદિ. પ્રાણાયામઃ-નાડીને શુદ્ધ કરવાનું સાધન. પ્રત્યાહારઃ-વિષયમાંથી ઇન્દ્રિયોને બળથી પાછી ખેંચી લેવી તે. ધારણાઃ-મનને આત્મામાં એકાગ્ર કરવું. ધ્યાનઃ-સગુણ કે નિર્ગુણ મૂર્તિનું ધ્યાન કરવું. સમાધિ-જીવાત્મા તથા પરમાત્માની એકપણાની પરમાનંદ અવસ્થા જે એક, દ્વિતીય, ચિદાનંદરૂપ, સૂક્ષ્મ તથા નિરંજનરૂપ છે, તે પરબ્રહ્મ છે. બ્રહ્મનાં બે પ્રકારનાં રૂપો છેઃ સગુણ તથા નિર્ગુણ સગુણ બ્રહ્મમાંથી આ વિશ્વની ઉત્પત્તિ થઇ છે.

---

## પૈંગલ ઉપનિષદ્ ( સાર )

### પૈંગલ તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ

યાજ્ઞવલ્ક્ય નામના મુનિ પૈંગલ નામના ઋષિને નીચે પ્રમાણે ઉપદેશ આપે છેઃ-પ્રથમ કેવળ બ્રહ્મ હતુ. આ મૂળ પ્રકૃતિ કહેવાય છે તથા તેમાથી સર્વ વિશ્વની ઉત્પત્તિ થાય છે. ભૂતમાંથી ઇન્દ્રિયાદિની ઉત્પત્તિ થાય છે. કોશ પાંચ છેઃ-જેવા કે અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય. સ્થૂલ શરીર અન્નમય કોશરૂપ છે. પ્રાણો તથા કર્મેન્દ્રિયો પ્રાણમય કોશરૂપે છે. જ્ઞાનેન્દ્રિયો સહિત મન મનોમય કોશરૂપે છે. જ્ઞાનેન્દ્રિય સહિત બુદ્ધિ વિજ્ઞાનમય કોશરૂપે છે. પ્રાણ, મન તથા વિજ્ઞાનમય કોશ આ ત્રણ લિંગ શરીર પે છે તથા સ્વસ્વરૂપનું અજ્ઞાન તે આનંદમય કોશ છે. આ કારણ શરીર કહેવાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણો, પાંચ આકાશ, ચાર અંતઃકરણ, કામ, કર્મ તથા અજ્ઞાન આ આઠ પુર છે. વિરાટ વિશ્વપણાને, હિરણ્યગર્ભ તૈજસપણાને તથા ઇશ્વર પ્રાજ્ઞપણાને વ્યષ્ટિ દેહમાં પામે છે. જીવને પાંચ અવસ્થાઓ છેઃ-જેવી કે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્ચ્છા તથા મરણ. જે અવસ્થામાં શ્રોત્રાદિ ઇન્દ્રિયોવડે શબ્દાદિ વિષયનું જ્યારે ધ્યાન થાય ત્યારે જાગ્રદવસ્થા કહેવાય છે. જ્યારે જીવ વ્યવહારવડે શ્રમયુક્ત થાય છે તથા હૃદય તરફ જવા માટે ઇન્દ્રિયોના ગોલકોનો ત્યાગ કરી હિતા નામની નાડીમાં સ્થિતિ કરે છે ત્યારે તેને વાસનાને લીધે વિચિત્ર જગત્ જોવામાં આવે છે. આ અવસ્થાને સ્વપ્નાવસ્થા કહે છે. જ્યારે જીવ અજ્ઞાનમાં પ્રવેશ

કરી પોતાના સ્વરૂપનો આનંદ ભોગવે છે ત્યારે સુષુપ્તાવસ્થા કહેવાય છે. મારઆદિથી મૂર્છા અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ચારે અવસ્થાથી ભિન્ન તથા સ્થૂલદેહનો ત્યાગ કરાવનારી જે અવસ્થા, તે મરણાવસ્થા છે. પ્રારબ્ધકર્મ પૂર્ણ થવાથી જીવ કર્માનુસાર અન્ય શરીર ધારણ કરે છે. જીવ આ પ્રમાણે નિરંતર ભ્રમણ કર્યા કરે છે. પણ જ્યારે પુણ્યકર્મનો પરિપાક થાય છે ત્યારે તેને મોક્ષની ઇચ્છા થાય છે. પછી સદ્ગુરૂના આશ્રયથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. મુમુક્ષુએ જગત્ તથા પરમાત્માના સ્વરૂપ સંબંધી સર્વદા વિચાર કરવો. વિચારવડે જીવ ભાવ તથા જગદ્ભાવનો ત્યાગ થવાથી બ્રહ્મભાવ અવશેષ રહે છે. મહા વાકયના અર્થનો જે વિચાર કરવો તે શ્રવણ, જે કાંઇ શ્રવણ કરેલ હોય તેનુ અનુસંધાન કરવું તે મનન, તથા શ્રવણ, મનન વડે ચિત્તવૃત્તિનુ જે સ્થાપન તે નિદિધ્યાસન. સમાધિ એટલે ધ્યાતા તથા ધ્યાનનો ત્યાગ કરી સ્થિરદીપકની માફક ચિત્ત ધ્યેયનો વિષય કરે છે. મનના ઉન્મનીભાવમાં દ્વૈત પ્રતીત થતુ નથી. ઉન્મની ભાવ એ પરમ પદ છે. હું બ્રહ્મરૂપ છું, એ પ્રમાણે જ્યાં સૂધી થતુ નથી ત્યાં સૂધી મોક્ષ મળતો નથી.

---

## ભિક્ષુક ઉપનિષદ્ ( સાર )

### સંન્યાસનિરૂપણ

કુટીચક, બહૂદક, હસ તથા પરમહંસ એ રીતે સંન્યાસ ચાર પ્રકારનો છે. કુટીચક આઠ ગ્રાસ અન્નનુ ભક્ષણ કરી યોગમાર્ગમાં રહી મોક્ષની ઇચ્છા રાખે તે. બહૂદક સંન્યાસીઓ ત્રિદંડ, કમંડલુ, શિખા તથા યજ્ઞોપવીત ધારણ કરે છે તથા બ્રહ્મર્ષિના ઘરમાં દારૂ અથવા માંસનો ત્યાગ કરી આઠ કોળીઆનું ભક્ષણ કરી મોક્ષની ઇચ્છા રાખે છે. હંસ સંન્યાસી ગામમાં એક રાત રહે, નગરમાં પાંચ રાત રહે, તીર્થમાં સાત રાત રહે, તે સિવાય વધારે રહી શકતો નથી. વળી ગોમૂત્ર તથા છાણનો આહાર કરે તથા હમેશ ચાંદ્રાયણ પરાયણ રહી, મોક્ષની ઇચ્છા રાખે. પરમહંસ સંન્યાસી આઠ કોળીઆનું ભક્ષણ કરે તથા યોગમાર્ગમાં રહી મોક્ષની ઇચ્છા રાખે છે. તેઓ વૃક્ષના મૂળમાં, એકાંત ગૃહમાં અથવા સ્મશાનમાં રહે છે. તે એક વસ્ત્ર રાખે છે અથવા નગ્ન ફરે છે. તેમ તેને ધર્મ કે અધર્મ હોતો નથી. લાભ, કે અલાભ, શુદ્ધ કે અશુદ્ધ હોતાં નથી. તેઓ દ્વૈ

વથી રહિત હોય છે. તેમને લોખંડ, પથ્થર કે સોનું સરખું છે. તે સર્વ વર્ણમાંથી ભિક્ષા લઇ શકે છે તથા સર્વમાં આત્મારૂપે જૂવે છે.

## મહોપનિષદ્ ( સાર )

### સૃષ્ટિનિરૂપણ

પ્રથમ નારાયણ હતા. બ્રહ્મા, રૂદ્ર, જળ, અગ્નિ, ચંદ્ર, સ્વર્ગ, પૃથ્વી, નક્ષત્ર તથા સૂર્યાદિ કાંઈ ન હતું. આ સર્વની ઉત્પત્તિ નારાયણમાંથી થઇ છે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવાથી મનુષ્ય જલદી જીવન્મુક્ત થાય છે વાસનાનો ત્યાગ એ જ મોક્ષ છે. કોઇપણ પદાર્થમાં ભાવના રાખવી એજ બંધ છે. જેને ઐહિક ભોગમાં રૂચિ હોતી નથી, તે જીવન્મુક્ત કહેવાય છે. જે આપત્તિમાં તેમજ સુખદુઃખમાં આસક્ત નથી હોતો તથા જેને કોઇ રીતનો હર્ષ કે શોક થતો નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.

## શારીરક ઉપનિષદ્ ( સાર )

### શરીર નિરૂપણ

પૃથ્વી આદિ પંચમહાભૂતનુ શરીર બનેલ છે. શરીરમાં જે કઠિન ભાગ છે તે પૃથ્વી છે, દ્રવ ભાગ જળ છે, ઉષ્ણ ભાગ તેજ છે. સંચાર કરનારો ભાગ વાયુ છે, અવકાશ રૂપ ભાગ આકાશ છે. પાંચ જ્ઞાનેંદ્રિયો આકાશ આદિ પંચ મહાભૂતના કાર્યરૂપે છે. શબ્દાદિ તેના વિષયોરૂપે છે. વાણી, હાથ, પગ, ગુદા તથા ઉપસ્થ આ પાંચ કર્મેન્દ્રિયો છે તથા તેઓનાં કાર્ય, વચન, આદાન, ગમન, વિસર્ગ તથા આનંદ કાર્યોરૂપે છે. મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર અંતઃકરણના ધર્મો છે. સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, અભિમાન, તથા ચિંતન આ તેના ધર્મોરૂપે છે. હાડકાં, ચામડી, નાડી, રૂવાડાં તથા માંસ પૃથ્વીનાં કાર્યો છે. મૂત્ર, શ્લેષ્મ, લોહી, વીર્ય તથા પરસેવો જળના કાર્યરૂપે છે. ભૂખ, તરશ, આળસ, મોહ તથા મૈથુન અગ્નિના કાર્યરૂપે છે. પ્રસારણ, ઉર્ધ્વગમન, અધોગમન, ઉન્મેષ તથા નિમેષ વાયુના કાર્યરૂપે છે. કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય આકાશના કાર્યરૂપે છે. વળી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ પૃથ્વીના ધર્મો, શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ જળના ધર્મો, શબ્દ, સ્પર્શ, તથા રૂપ તેજના ધર્મો, શબ્દ તથા સ્પર્શ વાયુના ધર્મો,

તથા શબ્દ આકાશના ધર્મરૂપે છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ તથા અક્રોધાદિ સત્વગુણના કાર્યરૂપે છે, હુંપણાનું અભિમાન, રજોગુણના કાર્યરૂપે, તથા નિદ્રા આલસ્યાદિ તમોગુણના કાર્યરૂપે છે. અવસ્થાઓ ચાર છે –જેમકે, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરિયા પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, તથા ચાર અંત કરણ યુક્ત કેવળ અવસ્થાને સ્વપ્ન કહે છે. અંત કરણની અજ્ઞાનરૂપ સૂક્ષ્માવસ્થાને સુષુપ્તિ કહે છે અંત કરણની જ્ઞાનરૂપ સૂક્ષ્માવસ્થાને તુરીયાવસ્થા કહે છે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ આ સત્તર સૂક્ષ્મ શરીરરૂપે છે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ મહાભૂત, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચોવિશ તત્ત્વના કરતા પુરૂષ શ્રેષ્ઠ છે

## યોગશિખા ઉપનિષદ્ ( સાર )

### યોગનિરૂપણ

યોગ સાધનારાએ પદ્માસનવાળી નાસાગ્રપર દૃષ્ટિ કરી હાથ, પગ સ્થિર રાખી બેસવું. તેણે મનને એકાગ્ર કરી પ્રણવનું ચિંતન કરવું તથા હૃદયમાં બ્રહ્મનું ધ્યાન કરવું જ્યારે યોગવડે પુરૂષ પાપથી રહિત થાય છે ત્યારે તે સંસારનો ઉચ્છેદ કરી બ્રહ્મનો અનુભવ કરવા શક્તિમાન્ થાય છે.

## તુરીયાતીત ઉપનિષદ્

### બ્રહ્મા તથા નારાયણનો સંવાદ.

પિતામહ બ્રહ્મા, ભગવાન્ તથા પિતારૂપ નારાયણની સમીપ આવી પૂછવા લાગ્યા કે તુરીયાતીત અવધૂતનો માર્ગ કેવો હોય છે તથા તેઓની સ્થિતિ કેવી હોય છે ? ભગવાન્ નારાયણ બ્રહ્માને કહેવા લાગ્યા કે જે અવધૂત માર્ગને વિશે રહેલો હોય છે તે આ લોકમાં ઘણો દુર્લભ છે તેવા પુરૂષ અનેકરૂપે હોતા નથી પણ એકરૂપે હોય છે તે સર્વદા નિત્ય પૂત છે, વૈરાગ્ય મૂર્તિરૂપ છે, તે જ્ઞાનાકારરૂપે છે તથા તે વેદ પુરૂષરૂપે છે એમ જ્ઞાનીઓ માને છે જે મહાપુરૂષ છે, તેનું ચિત્ત મારે વિશે સ્થિતિ કરીને રહેલું છે તથા હું તેને વિશે સ્થિતિ કરી રહેલો છું તે પ્રથમ ક્રમે કરી કુટીચક સન્યાસીરૂપે હોય છે પછી બહૂદકને પ્રાપ્ત થાય છે બહૂદક હંસસન્યસ્તનું

વલંબન કરી પછી પરમહંસરૂપે થાય છે તથા સ્વરૂપાનુસંધાનવડે સર્વ પ્રપંચને જાણી દંડ, કમંડલુ, કટિસૂત્ર, કૌપીન, આચ્છાદન તથા વિધિ પ્રમાણે કહેલી સર્વ ક્રિયાદિકનો જલને વિશે ત્યાગ કરી દિગંબર રૂપે થઇ 'વિવર્ણ તથા જીર્ણ વલ્કલ અજીન તેમજ સર્વ પરિગ્રહનો ત્યાગ કરી અસંગની માફક સ્થિતિ કરે છે. તે ક્ષૌર અભ્યંગ સ્નાન તથા ઊર્ધ્વ પુંડ્રાદિકનો ત્યાગ કરે છે. તે પુણ્ય તથા અપુણ્યથી રહિત હોય છે. તે જ્ઞાન તથા અજ્ઞાનનો પણ ત્યાગ કરે છે. તેને શીત, ઊષ્ણ, સુખ, દુઃખ, માન તથા અપમાન હોતું નથી. ત્રણ વાસના સહિત નિંદા, અનિંદા, ગર્વ, મત્સ, દંભ, દર્પ, દ્વેશ, કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ, અમર્ષ, અસૂયા તથા આત્માના સંરક્ષણ આદિનું તેણે દહન કરેલું હોય છે. તે પોતાના શરીરને કાચખાના આકારની માફક જુવે છે. તે યત્નથી-રહિત હોય છે, નિયમથી રહિત હોય છે, તેને લાભ તેમજ હાનિ સર્વ સમાન છે, ઇંદ્રિયોની વૃત્તિવડે પ્રાણનું સધારણ જે કંઈ મલી આવે છે તે વડે કરે છે. તે લાલચ રહિત હોય છે. તેણે સર્વ વિદ્યા તથા પાંડિત્યરૂપી પ્રપંચનો ત્યાગ કરેલો હોય છે. તે પોતાના શરીરને ગૂઢ રાખે છે. તે જ્યેષ્ઠ કનિષ્ઠથી રહિત હોય છે તથા સર્વોત્કૃષ્ટ તથા સર્વાત્મક અદ્વૈતરૂપે કલ્પના કરેછે. મારાથી વ્યતિરિક્ત કંઈપણ નથી, એમ તે માને છે. તે દેવગુરુ આદિ ધનનો આત્મા વિશે ઉપસંહાર કરે છે. તેને દુઃખથી ઉદ્વેગ થતો નથી, સુખથી તે હર્ષ પામતો નથી, રાગને વિશે તેને પ્રીતિ હોતી નથી, તેની સર્વ ઇન્દ્રિયો ઊપરામ પામેલી હોય છે. પૂર્વ પ્રાપ્ત થયેલા આશ્રમ, આચાર, વિદ્યા, ધર્મ પ્રભાવ, આદિની તેને સ્મૃતિ હોતી નથી. તેણે વર્ણાશ્રમ તથા આચારનો ત્યાગ કરેલો હોય છે. રાત તથા દિવસ તેને સમાન હોય છે. તે સ્વપ્નથી રહિત હોય છે, સદાચરણશીલ હોય છે, દેહ માત્ર કરી રહેલો હોય છે, તેને જલસ્થલ કમંડલરૂપે છે તથા તે સર્વદા ઉન્મત્તપણાથી રહિત છે. છતાં બાલક, ઉન્મત્ત તથા પિશાચની માફક એકલો ફરે છે. કોઇની સાથે બોલતો નથી, પણ સ્વસ્વરૂપના ધ્યાનવડે કરીને રહેલો હોય છે. તે કોઇપણ પ્રકારના આલંબન રહિત હોય છે આત્મનિષ્ઠાને યોગ્ય સર્વનું તે વિસ્મરણ કરે છે. આવો તુરિયાતીત અવધૂત વેશવાળો અદ્વૈતનિષ્ઠામાં તત્પર પ્રણવાત્મક વડે દેહનો ત્યાગ કરે છે. આજ અવધૂત કૃતકૃત્ય કહેવાય છે.

---

## સંન્યાસ ઉપનિષદ સાર )

### સંન્યાસ નિરૂપણ

સંન્યાસીએ ભગવાં વસ્ત્ર ધારણ કરવાં. ઉપસ્થ તથા કાખનાં રૂવાડાં સિવાય બાકી બધા વાળ ઉતરાવી નખાવવા. મારો કોઇ રોધ કરનાર નથી, મારે કોઇ દ્રવ્ય નથી, એવા ભાવથી રહેવું. સંન્યાસીએ ભિક્ષાપાત્ર, ચમસ, શીકું, ત્રણ ગાંઠવાળો દંડ, પાદુકા, કંથા, કૌપીન, આચ્છાદન, ગળણું, સ્નાનનું વસ્ત્ર તથા ઉત્તરીય રાખવાં. આ સિવાય અન્ય કોઇ પણ ચીજ રાખવી નહિ. તેણે નદીના તીરપર અથવા તો દેવના મંદિરમાં શયન કરવું. તેણે અત્યંત સુખ અથવા તો અત્યંત દુઃખવડે પોતાના શરીરને તપાવવું નહી. સ્નાન તથા આચમનાદિ શુદ્ધ વસ્ત્રથી ગાળેલા જળમાંથી કરવુ. સ્તુતિથી તેણે સંતોષ પામવો નહિ નિંદાથી તેણે ક્રોધ કરવો નહિ. તેણે ઇન્દ્રિયોના પર જય મેળવવો આ રીતે રહી પ્રાણાપાનનો નિરોધ કરનારો અક્ષર તત્વને પામે છે. અભ્યાસવડે જેઓ મૂર્ધાનું ભેદન કરી પરમગતિ પામે છે, તેની પુનઃ પ્રવૃત્તિ થતી નથી.

---

## પરમહંસ પરિવ્રાજક ઉપનિષદ ( સાર )

### પરમહંસ નિરૂપણ.

દ્વિજે બ્રહ્મચર્ય પાળ્યા પછી ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરવો. ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ પાળવો તથા છેવટે સંન્યાસ આશ્રમ ગ્રહણ કરવો. બ્રહ્મચર્ય પછી એકદમ પણ સંન્યાસ લઇ શકાય. એટલુંજ કે જ્યારે પૂર્ણ વૈરાગ્ય થાય ત્યારે સંન્યાસ ગ્રહણ કરવો. સંન્યાસીએ ત્રણ વ્યાહૃતિનો અકાર, ઉકાર તથા મકારમાં લય કરવો તેણે જળનું ભક્ષણ કરી પ્રણવનો ઉચ્ચાર કરી શિખા કાઢી નાંખવી. તેણે યજ્ઞોપવીતનુ છેદન કરવુ. વસ્ત્રાદિનો તેણે ભૂમિપર અથવા જળમાં ત્યાગ કરી દેવો સર્વ ભૂતોને અભય આપવાનો નિશ્ચય કરી ઉત્તર દિશા તરફ તેણે જવુ. દંડ, કટિસૂત્ર, કૌપીન, કમંડલુ તથા કાષાય વસ્ત્ર તેણે ગ્રહણ કરવા પછી સદ્ગુરૂને નમસ્કાર કરવા. ગુરૂના મુખમાંથી **તત્ત્વમસિ** આ મહાવાક્યનો ઉપદેશ લઇ તેણે જીર્ણ વસ્ત્ર ધારણ કરવાં તેણે ત્રિકાળ સ્નાન કરવાં તેણે વેદાંતના શ્રવણપૂર્વક પ્રણવનુ અનુષ્ઠાન કરવુ વળી કામ ક્રોધાદિનો ત્યાગ કરી દ્રવ્ય તથા સ્ત્રીથી વિમુખ રહેવુ. શુદ્ધ મનવાળા થઇ

સર્વ ઉપનિષદના અર્થનો તેણે વિચાર કરવો જોઈએ. બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અહિંસા તથા સત્યનું અવલંબન કરવું. ઇન્દ્રિયોને પોતાને વશ રાખવી. તેણે શરીર ધારણ માટે પતિતથી ભિન્ન એવા દ્વિજ પાસેથી ભિક્ષા માગી લાવવી. કટિસૂત્ર, કૌપીન તેમજ દંડ કમંડળ આદિ સર્વને જળમાં નાંખી દઇ જે નગ્ન થઇ વિચરે છે, જે ગામમાં એક રાત તથા તીર્થમાં ત્રણ રાત્રિ રહે છે, જે સ્થિર બુદ્ધિવાળો છે તથા અગ્નિનું સેવન કરતો નથી, જે પ્રાણના ધારણ માટે ગાયની વૃત્તિ પ્રમાણે ભિક્ષા કરે છે, જે જળાશયને કમંડળ ગણે છે, જે કોઈને પીડા કરતો નથી તથા એકાંત સ્થળમાં નિવાસ કરે છે, ચોમાસામાં એક સ્થળે રહે છે, જે ઉન્મત્ત નહિ છતાં ઉન્મત્તની માફક આચરણ કરે છે તથા જે સ્વરૂપાનુસંધાનવાળા સંન્યાસવડે દેહનો ત્યાગ કરે છે, તે પરમહંસ પરિવ્રાજક સંન્યાસી કહેવાય છે. પ્રણવ સોળ માત્રારૂપ છે. જાગ્રત્ અવસ્થામાં જાગ્રતાદિ ચાર અવસ્થાઓ, સ્વપ્નમાં સ્વપ્નાદિ ચાર અવસ્થાઓ, સુષુપ્તિમાં સુષુપ્તિ આદિ ચાર અવસ્થાઓ તથા તુરીયમાં તુરીયાદિ ચાર અવસ્થાઓ આ પ્રમાણે દરેક અવસ્થાના ચાર ચાર વિષયો છે. જાગ્રતમાં વિશ્વ વિશ્વ, વિશ્વ તૈજસ, વિશ્વ પ્રાજ્ઞ તથા વિશ્વ તુરીય એમ વિશ્વનું ચારપણું છે. સ્વપ્નમાં તૈજસ વિશ્વ, તૈજસ તૈજસ, તૈજસ પ્રાજ્ઞ તથા તૈજસ તુરીય એમ તૈજસના ચાર પ્રકાર છે. સુષુપ્તિમાં પ્રાજ્ઞવિશ્વ, પ્રાજ્ઞ તૈજસ, પ્રાજ્ઞ પ્રાજ્ઞ તથા પ્રાજ્ઞ તુરીય એમ પ્રાજ્ઞના ચાર પ્રકાર છે. તુરીયાવસ્થામાં તુરીય વિશ્વ, તુરીય તૈજસ, તુરીય પ્રાજ્ઞ તથા તુરીય તુરીય એમ તુરીયના ચાર પ્રકાર છે. આ પ્રમાણે બધું મળી સોળ માત્રાઓ થાય છે. અકારમાં જાગ્રત વિશ્વ, ઉકારમાં જાગ્રત તૈજસ, મકારમાં જાગ્રત પ્રાજ્ઞ, અર્ધમાત્રામાં જાગ્રત તુરીય, બિંદુમાં સ્વપ્ન વિશ્વ, નાદમાં સ્વપ્ન તૈજસ, કળામાં સ્વપ્ન પ્રાજ્ઞ, કળાતીતમાં સ્વપ્ન તુરીય, શાંતિમાં સુષુપ્તિ વિશ્વ, શાંત્યતીતમાં સુષુપ્ત તૈજસ, ઉન્મનીમાં સુષુપ્ત પ્રાજ્ઞ, મનોન્મનીમાં સુષુપ્ત તુરીય, વૈખરીમાં તુરીય વિશ્વ, મધ્યમામાં તુરીય તૈજસ, પશ્યંતીમાં તુરીયપ્રાજ્ઞ તથા પરામાં તુરીય તુરીય છે. જાગ્રતની ચાર માત્રા અકારનો અંશ, સ્વપ્નની ચાર માત્રા ઉકારનો અંશ, સુષુપ્તિની ચાર માત્રા મકારનો અંશ તથા તુરીયની ચાર માત્રા અર્ધ માત્રાનો અંશ છે. આ બ્રહ્મ પ્રણવનું ધ્યાન કરવાથી આખરે વિદેહ મુક્તિ મળે છે.

---

# (૧) અક્ષમાલિકોપનિષદ (સાર)

## માળાનુ સ્વરૂપ

પરવાળુ, મોતિ, સ્ફટિક, શંખ, ચાંદી, સુવર્ણ, ચંદન, કમળનું બી અથવા તો રૂદ્રાક્ષની માળા બને છે. આ માળાને સોનું, રૂપું કે તાંબાના તારથી ગાંઠવામાં આવે છે. પછી પંચામૃત, પંચગવ્ય તથા ગંધોદકથી માળાને ધોઇ નાંખી એકેક મણકામાં એકેક અક્ષરરૂપ એકેક દેવની સ્થાપના કરવી જેમકે પ્રથમ મણકામા અકારરૂપ મૃત્યુંજયની, બીજામા આકારરૂપ આકર્ષણ કરનારની, ત્રીજામાં ઇકારરૂપ પુષ્ટિ દાતા તત્વની, ચોથામાં ઇકારરૂપ વાણીને નિર્મળ કરનારની, પાંચમામાં ઉકારરૂપ સર્વમંળપ્રદની, છઠ્ઠામા ઉકારરૂપ ઉચ્ચાર ન કરનારની, સાતમામા ઋકારરૂપ સંક્ષોભ કરનારની, આઠમામાં ૠકારરૂપ સંમોહન કરનારની, નવમામા ઌકારરૂપ દ્વેશ કરનારની, દશમામા ૡકારરૂપ મોહ કરનારની, અગીઆરમામાં એકારરૂપ સર્વને વશ કરનારની, બારમામાં ઐકારરૂપ પુરૂષને વશ કરનારની, તેરમામા ઓકારરૂપ સમગ્ર વાઙ્મય નિત્ય શુદ્ધની, ચૌદમામાં સર્વ વાઙ્મય વશ કરનારની, પંદરમામાં અંકારરૂપ હાથી આદિને વશ કરનારની, સોળમામાં અઃકારરૂપ મૃત્યુના નાશ કરનારની, સત્તરમામા કકારરૂપ સર્વ વિષને હરનારની, અઢારમામાં ખકારરૂપ સર્વને ક્ષોભ કરનારની, ઓગણીસમામાં ગકારરૂપ સર્વ વિઘ્નને મટાડનારની, વિસમામાં ઘકારરૂપ સ્તંભન કરનારની, એકવીસમામાં ઙકારરૂપ ઉગ્રની, બાવીસમામાં ચકારરૂપ અભિચારને હરનારની, ત્રેવીસમામાં છકારરૂપ ભય કરની, ચોવીસમામા જકારરૂપ કૃત્યાઆદિનો નાશ કરનારની, પચીસમામાં ઝકારરૂપ ભૂતનો નાશ કરનારની, છવીસમામાં ઞકારરૂપ મૃત્યુના મથન કરનારની, સત્તાવીસમામાં ટકારરૂપ સર્વ વ્યાધિનો નાશ કરનારની, અઠ્ઠાવીસમામા ઠકારરૂપ ચંદ્ર સ્વરૂપની, ઓગણત્રીશમામાં ડકારરૂપ શોભનની, ત્રીસમામાં ઢકારરૂપ સર્વ સંપત્તિના આપનારની, એકત્રીસમામાં ણકારરૂપ સર્વસિદ્ધિપ્રદની, બત્રીસમામાં તકારરૂપ પવિત્રની, તેત્રીસમામાં થકારરૂપ ધર્મની પ્રાપ્તિ કરનારની, ચોતરીસમામાં દકારરૂપ વૃષ્ટિ વૃદ્ધિ કરનાર પ્રિય દર્શનની, પાંતરીસમામાં ધકારરૂપ વિષ જ્વરનો નાશ કરનાર વિકસની, છતરીસમામાં નકારરૂપ ભુક્તિ મુક્તિ આપનાર શાન્તની, સાડત્રીસમામાં પકારરૂપ વિઘ્નનો નાશ કરનાર ભવ્યની, આડત્રીસ-

માર્મા ફકારરૂપ આદિ સિદ્ધિ આપનારા જ્યોતિરૂપની, ઓગણચા સીસમામો બકારરૂપ સર્વ દોષ હરનાર શોભનની, ચાલીસમામાં ભકારરૂપ ભૂતની શાંતિ કરનારા ભયાનકની, એકતાલીસમામા મકાર રૂપ વિદ્વેષીને મોહ કરવાનાળાની, બેતાલીસમામાં યકારરૂપ સર્વ વ્યાપક પાવનની, ત્રેતાળીસમામાં રકારરૂપ દાહ કરનાર વિકૃતની, ચુવાલીસમામાં લકારરૂપ વિશ્વભર ભાસુરની, પીસ્તાલીસમામાં વકારરૂપ સર્વને સંતુષ્ટ કરનાર નિર્મળની, છેતાલીસમામા શકારરૂપ સર્વફળપ્રદ પવિત્રની, સુડતાલીસમામાં ષકારરૂપ ધર્માર્થકામપ્રદ ધવલની, ઉડતાળીસમામાં સકારરૂપ સર્વના કારણરૂપ સાર્વર્ણિકની, ઓગણ પચાસમાં હકારરૂપ સર્વ વાઙ્મય નિર્મળની, પચાસમા ળકાર રૂપ સર્વ શક્તિપ્રદ પ્રધાનની, તથા શિખામણિમા ક્ષકારરૂપ પરાપર તત્વના જાણનાર પરજ્યોતિરૂપની ભાવના કરવી છેવટે તે માળામા સર્વાત્મકપણાની ભાવના કરવી. આ રીતની અક્ષમાળાને શુદ્ધ કરી જપેલો મત્ર તુરત સિદ્ધ થાય છે આ રીતે કાર્તિકસ્વામીએ પ્રજા પતિને કહ્યુ છે

## અવ્યક્ત ઉપનિષદ (સાર)

### પ્રજાપતિ તથા વાણીનો સંવાદ.

જગતની ઉત્પત્તિ પહેલાં દૃશ્યરૂપે આ સઘળુ કઇપણ નહતું સ્વર્ગ, આકાશ તેમજ પૃથ્વી કઇપિણ નહતું પણ કેવળ જ્યોતિરૂપ, આદિઅત રહિત, સ્થૂલ સૂક્ષ્મથી રહિત, રૂપથી રહિત, રૂપસરખુ, જાણી શકાય નહિ એવુ, જ્ઞાનરૂપ તથા આનદરૂપ હતું આ અનન્ય રૂપે હતું. તેના બે ભાગ થયા, એક હરિત રૂપે તથા એક રક્તરૂપે. જે રક્ત હતું તે પુરૂષરૂપે થયુ. જે હરિત હતુ તે માયાના રૂપે થયુ. તે બેના સગમથી વીર્ય થયુ. તે વૃદ્ધિ પામ્યુ તથા હિમરૂપે ઇંડું થયુ. તેમાથી પ્રજાપતિ થયા આ પ્રજાપતિ વિચાર કરવા લાગ્યા કે, મારૂ કુળ કયુ તથા મારૂ કૃત્ય શુ ? અદૃશ્યરૂપ વાણીએ તેને કહ્યુ કે, હે પ્રજાપતિ ! તુ અવ્યકતથી ઉત્પન્ન થયો છે તથા વ્યકત એ તારૂ કાર્ય છે પ્રજાપતિએ કહ્યુ કે અવ્યકત શુ છે કે જેમાથી હુ ઉત્પન્ન થયો મારૂ વ્યકતરૂપ કર્તવ્ય શુ છે ? વાણીએ કહ્યુ, આ તેજ અવિજ્ઞેય રૂપે હતું જે અવિજ્ઞેય છે તેજ અવ્યકતરૂપે છે. જો તને જાણવાની ઇચ્છા હોય તો તુ મને જાણ પ્રજાપતિએ કહ્યુ: બ્રહ્મવાણીરૂપે તું કેવી છે. તુ જેવી હોય તેવા તારા સ્વરૂપને કહે

વાણીએ કહ્યું, તું તપવડે મને ઓળખ. પ્રજાપતિએ એક સહસ્ર વર્ષ બ્રહ્મચર્ય પાળ્યું. આથી તેને પરમ વિદ્યાનું દર્શન થયું. આના અંગોરૂપે અન્ય મંત્રો છે. તેમાં બ્રહ્મ તેમજ સર્વ દેવો પ્રતિષ્ઠારૂપ છે. આને જે જાણતા નથી, તે અન્યવેદવડે શું કરશે? પછી પુરૂષનાં દર્શન માટે સહસ્ર વર્ષ જપ કરતાં તેને પુરૂષનો સાક્ષાત્કાર થયો. પ્રજાપતિએ ઋચાવડે તેની સ્તુતિ કરી. પછી ભગવાને કહ્યું; હે પ્રજાપતિ ! હું પ્રસન્ન થયો છું. તારી જે ઇચ્છા હોય તે માગ. આ સાંભળી પ્રજાપતિએ કહ્યું; હે ભગવન્ ! હું અવ્યક્તમાંથી ઉત્પન્ન થયો છુ તથા વ્યક્ત એ મારું કાર્ય છે, એમ મેં પૂર્વે સાંભળ્યું છે. આમાં અવ્યક્ત રૂપે આપ છો. હવે વ્યક્ત શું છે તે મને કહો. આના ઉત્તરમાં પરમેશ્વરે કહ્યું કે, સ્થાવર જંગમરૂપ વિશ્વ-વ્યક્ત છે. પ્રજાપતિએ કહ્યુઃ હે પ્રભુ ! હું જગત્ રચી શકીશ નહિ. તે રચવાનો ઉપાય મને કહો. ત્યારે પુરૂષે કહ્યું; હે પ્રજાપતિ ! હું સૃષ્ટિનો ઉપાય કહું છું, તે સાંભળ. આ જાણવાથી તું સર્વ જાણશે, સર્વ સ્થળે જઇ શકશે તથા સર્વ કરી શકશે. અગ્નિ રૂપ મારામાં આત્માનુ હવિરૂપે ધ્યાન કર. આ ધ્યાનરૂપ યજ્ઞ છે. જે આ જાણે છે તે સર્વ કામને મેળવી તથા સર્વ લોકને જિતી મનેજ પ્રાપ્ત થાય છે તથા તેનું પુનરાગમન થતુ નથી. પ્રજાપતિએ તે પુરુષનું પોતાના આત્માને હવિરૂપે કરી યજ્ઞવડે પૂજન કર્યું. તેણે પ્રણવ-રૂપી ઋચાવડે આત્માનું હવિરૂપે ધ્યાન કરી આત્માને હવિર્મા હોમ્યો. આથી તે સર્વજ્ઞ થયા તથા તેણે ઇન્દ્રાદિ દેવોને તથા મનુ-ષ્યાદિ લોકોને રચ્યા.

## એકાક્ષર ઉપનિષદ્ ( સાર )

### ૐકારની વ્યાપકતા.

ૐ એકાક્ષરરૂપ છે. તમે અક્ષરમાં, તથા સુષુમ્ણામાં છો. તમે દ્દઢરૂપ તથા એકરૂપ છો. તમે વિશ્વના કરનાર, ભૂતોના પતિ, પુરાણરૂપ, પર્જન્યરૂપ, એકરૂપ તથા ભુવનનું રક્ષણ કર્તારૂપ, વિશ્વમાં રહેલી પદવીવાળા, કવિઓના જાતવેદરૂપ, ભુવનના નાયરૂપ, હિરણ્ય રેતારૂપ, યજ્ઞરૂપ, વિભુરૂપ, પુરાણરૂપ, પ્રાણરૂપ, પ્રસૂતિરૂપ, ભુવનના યોનિરૂપ, એક પદવડે વિશ્વને વ્યાપેલ, હિરણ્યગર્ભરૂપ, કુમારરૂપ, અરિષ્ટનેમિરૂપ, વજ્ર ધારણ કરનાર ભૂતપતિરૂપ, પ્રજાની કામનારૂપ, સ્વાહારૂપ, સ્વધારૂપ, વષટ્કારરૂપ, રુદ્રરૂપ, ધાતારૂપ, વિધાતારૂપ, વિ-

ષ્ણુરૂપ, વરાહરૂપ, ક્રિયારૂપ, કાળરૂપ, સર્વ વેત્તારૂપ, ભુવનના રક્ષકરૂપ, પ્રજાની નાભિરૂપ, ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદને પ્રકટ કરનારરૂપ, ચંદ્ર, સૂર્ય તથા પૃથ્વી આદિ સર્વરૂપે તમે છો. જે ૐકારરૂપ પરમાત્માને આ રીતે સર્વમાં રહેલ છે, એમ જાણે છે તે બુદ્ધિનું અતિક્રમણ કરી શકે છે.

---

## અન્નપૂર્ણા ઉપનિષદ્ ( સાર )

### ઋભુ તથા નિદાઘ ઋષિનો સંવાદ.

નિદાઘ નામના યોગીન્દ્ર બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ એવા ઋભુ ઋષિને પ્રણામ કરી કહેવા લાગ્યા કે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો, ત્યારે ઋભુએ કહ્યું કે મને પિતાએ **ऐं ह्रीँ सौँ श्रीं क्लीं ॐ नमो भगवत्यन्नपूर्णे ममाभिलषितं अन्न देहि स्वाहा** આ મંત્રનો ઉપદેશ આપ્યો. આ મંત્રના જપવડે અન્નપૂર્ણાદેવી મારાપર પ્રસન્ન થયાં તથા તેમણે વર માગવાનું કહ્યું. ત્યારે મેં કહ્યું કે, મારામાં આત્મતત્વનો ઉદ્‌ભવ થાય, એવો વર મને આપો. આ જગતમાં પાંચ પ્રકારના ભ્રમ થાય છે. તેમાં પ્રથમ એ કે જીવ તથા ઈશ્વર જૂદા છે, આત્મામાં કર્તાપણાનો ગુણુ રહેલો છે એ બીજી ભ્રાંતિ, ત્રણ શરીરથી યુક્ત એવો જીવ સંગી છે તે ત્રીજી ભ્રાંતિ, જગતનું કારણ બ્રહ્મ વિકારી છે તે ચોથી ભ્રાંતિ, કારણથી ભિન્ન જગતનું સત્યપણું એ પાંચમો ભ્રમ. આ પાંચ પ્રકારના ભ્રમની નિવૃત્તિ નીચે પ્રમાણે થાય છેઃ–બિંબના દર્શનવડે પ્રથમનો ભેદભ્રમ નિવૃત્ત થાય છે. રક્તસ્ફટિકના દર્શનવડે પારમાર્થિક કર્તૃત્વનો ભ્રમ નિવૃત્ત થાય છે. ઘટાકાશ મહાકાશ દર્શનવડે સંગીતપણાનો ત્રીજો ભ્રમ નિવૃત્ત થાય છે. સુવર્ણના અલંકારોના દર્શનવડે વિકારીપણાનો ચોથો ભ્રમ નિવૃત્ત થાય છે. રજ્જુ તથા સર્પના દર્શનવડે કારણથી ભિન્ન જગતનો સત્યત્વ ભ્રમ નિવૃત્ત થાય છે. હું પોતે બ્રહ્મરૂપ છું તથા જે કાંઈ દેખાય છે તે ગંધર્વ નગરની માફક મિથ્યા છે, એ રીતની ભાવના કરવી. જગત્ મિથ્યા છે, આવી ભાવના કરવાથી ચિત્ત ક્ષય પામી સામાન્ય ચૈતન્યની પ્રાપ્તિ થાય છે. ચિત્તનું વાસનારહિત થવું, તે ધ્યાન કહેવાય છે તથા અંતઃકરણમાં જે શીતળતા થવી, તેનું નામ સમાધિ છે. જો અંતઃકરણ તૃષ્ણાથી રહિત થાય તો જગત્ શીતળ લાગે છે. નહિ તો તે દાવાનળ જેવું લાગે છે. જે કર્મેન્દ્રિયોવડે કર્મ

કરતો છતાં હર્ષ કે શોકને પ્રાપ્ત થતો નથી, પણ જે આત્મામાં જ સર્વદા પ્રીતિયુકત હોય છે, તે સમાહિત યોગી કહેવાય છે. જે સર્વ ભૂતોને પોતાના આત્માસરખા જૂવે તથા પરદ્રવ્યોને લોષ્ઠની માફક જૂવે, તથા સ્વાભાવિક રીતે જ જે ભયને જોતો નથી, તે ખરો જ્ઞાતા છે. જે મનુષ્ય આંતર સંસક્તિથી નિવૃત્ત થયો છે, તે બાહ્ય કર્મને કરે યા ન કરે, છતાં તે પોતાને કર્તા કે ભોકતારૂપ જાણતો નથી. પછી નિદાઘે પૂછ્યું કે સંગ કેવો છે? દેહીમાં કોણ બંધનને પામે છે તથા કોણ મોક્ષને પામે છે, તે મને કહો. શરીરને વિશે જે દઢ શ્રદ્ધા થવી, તે સંગ કહેવાય છે અને તેથી બંધની પ્રાપ્તિ થાય છે. સઘળું કેવલ આત્મારૂપે છે, માટે મારે શાની ઇચ્છા કરવી જોઇયે તથા તેનો ત્યાગ કરવો જોઇયે, આનું નામ અસંગસ્થિતિ કહેવાય છે. હું પોતે નથી તેમ બીજું કોઈ પણ છે નહી. જે કંઇ જોવામાં આવે છે તે પણ કંઇ નથી. હું કેવલ બ્રહ્મરૂપે છુ. એ પ્રમાણે જોનારો અસંગ કહેવાય છે. સર્વ વસ્તુનો અંતઃકરણમાંથી પરિત્યાગ કરવા-વડે આત્મપ્રાપ્તિ થાય છે. માટે આત્માનો અનુભવ કરવો તથા અન્ય સર્વ વસ્તુનો ત્યાગ કરવો. મોક્ષ કાંઇ આકાશમાં રહેલ નથી, પાતાલાદિમાં રહેલ નથી. પણ સર્વ કામનાઓનો નિરાસ થવે જ્યારે ચિત્તનો ક્ષય થાય, ત્યારે મોક્ષ થયલો કહેવાય છે. આ લોકમાં જે જે ભાવો છે તે અવિદ્યા યુકત છે, એમ જાણી અવિદ્યાનો જે યોગી ત્યાગ કરે છે, તે પછી તેમાં તેવી રીતે ડૂબે? જેને કાંઇપણ ઇચ્છા હોય, તે કોઇ રીતની પણ સિદ્ધિની સાધના કરે છે. પણ જેને ઇચ્છા જ હોતી નથી અર્થાત્ જે અચિત્તક થયો હોય છે તેની સર્વ ઇચ્છાનો સંહાર થયેલો હોવાથી તેને આત્મપ્રાપ્તિ થાય છે. હે નિદાઘ! તું પણ વાસનાથી રહિત થા. હું એક બ્રહ્મરૂપે છું, એમ માની કૃતકૃત્ય થા આ પરંબ્રહ્મ સર્વના અધિષ્ઠાનરૂપ, દ્વંદ્વ ભાવથી રહિત, સનાતન, છે. સચ્ચિદાનંદરૂપ તથા મન અને વાણીના અવિષયરૂપ છે. ત્યાં ચંદ્ર કે સૂર્યનો પ્રકાશ પડતો નથી, ત્યાં પવન વાતો નથી. આ બ્રહ્મ પ્રકાશ-રૂપે, વિશુદ્ધ તથા નિર્મળ છે, આ રીતના બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી હૃદયની ગ્રંથિનો નાશ થાય છે, સર્વ સંશયનું છેદન થાય છે, તથા તેમાં સર્વ કર્મનો ક્ષય થાય છે, આ શરીરમાં જીવ તથા ઇશ્વર એવાં બે પક્ષીઓ રહેલાં છે. વળી તે બેઉ પક્ષીઓ સાથે રહે છે. આમાં જે જીવ નામનું પક્ષી છે, તે કર્મના ફળને ભોગવે છે, પણ ઇશ્વર ફળને ભોગવતો નથી. તે તો કેવળ સાક્ષીરૂપે ભોગથી રહિત રહે છે. જો

તથા શુદ્ધ જ્ઞાનવાળી પાચમી ભૂમિકા છે. આ અવસ્થામાં જીવન્મુક્ત અર્ધસુપ્ત તથા અર્ધ પ્રબુદ્ધ સરખો સ્થિતિ કરે છે છઠ્ઠી ભૂમિકા અ સવેદના કહેવાય છે, અર્થાત્ આ અવસ્થામા બહારના પદાર્થનું જ્ઞાન હોતું નથી આ અવસ્થા આનન્દૈકઘનવાળી તથા સુષુપ્ત સરખી છે. સાતમી ભૂમિકા તુર્યાવસ્થારૂપ તથા મુક્તિરૂપ છે. પ્રથમ ત્રણ અવસ્થા જાગ્રત કહેવાય છે ચોથી અવસ્થા સ્વપ્ન કહેવાય છે કારણ કે અસત્ સ્વપ્ન સરખુ લાગે છે. પાંચમી ભૂમિકા સુષુપ્તા નામની કહેવાય છે તથા તે આનન્દૈક ઘનવાળી છે. બાહ્ય પદાર્થને નહિ જાણવાવાળી તુર્યપદ નામની છઠ્ઠી ભૂમિકા છે. સાતમી અવસ્થા તુર્યાતીતા કહેવાય છે તે મન તથા વચનવડે ગ્રહણ થઈ શક્તી નથી તે સર્વદા સર્વ પ્રકારરૂપ છે જો તને કોઇ પણ પદાર્થમા રૂચિ થશે તો તે તને ભવના બધન કર્તારૂપ થશે પણ જો કશાપર રૂચિ નહિ થશે તો તુ સ સારથી મુક્ત થઇશ તૃણાદિથી લઈ દેહ પર્યંતના સ્થાવર જગમ સર્વ પદાર્થમાંથી તું પ્રીતિ કાઢી નાંખ તું અહ ભાવ તેમ જ અનહ ભાવનો ત્યાગ કર તથા સદસત્‌નો પણ ત્યાગ કર આ રીતની સક્ષી અવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તુર્યાકલ્પના કહેવાય છે તું સર્વનો ત્યાગ કરી મહા મુનિપણાને પામ તું જાગતાં છતાં સુષુપ્તમાં રહેલા હોય તેમ કર્મને કર. ચિત્તની સત્તા એ પરમ દુખરૂપ છે તથા ચિત્તનો ત્યાગ એ પરમ સુખરૂપ છે માટે ચિત્તનો ચિદાકાશમાં લય કર. રમ્ય તેમજ અરમ્ય પદાર્થને જોઇતુ સર્વદા પાષાણની માફક સ્થિતિ કર આમ કરવાથી તું સ સારને જિતી શકશે

---

## સૂર્ય ઉપનિષદ ( સાર )

### સૂર્યસ્તુતિ.

જે સૂર્ય ભગવાન્ અમારી બુદ્ધિને સારા માર્ગમા પ્રેરે છે એવા સૂર્ય ભગવાનના શ્રેઠ તેજનુ અમે ધ્યાન કરીએ છીએ આ સૂર્ય ભગવાન્ સર્વ સ્થાવર જગમના આત્મારૂપ છે તેનાવડે સર્વ ભૂત માત્રની ઉત્પત્તિ થાય છે તેનાવડે યજ્ઞ, પર્જન્ય તથા અન્ન થાય છે હે આદિત્ય ! આપ કર્મ કરનારરૂપે, બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર રૂપે, ઋગાદિ ચાર વેદો રૂપે, મન બુદ્ધિ ચિત્ત તથા અહકાર રૂપે છો આપ જ પાંચ પ્રાણરૂપે, પાચ જ્ઞાનેન્દ્રિયોરૂપે તથા પાચ કર્મન્દ્રિયો રૂપે છો સર્વ ભૂત માત્રની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય આપને વિશે

થાય છે. જે સહસ્ર કીરણવાળા આદિત્ય ભગવાનનું અમે ધ્યાન કરીએ છીએ, તે મને સન્માર્ગ પ્રતિ પ્રેરો. अंघ्रुणिः सूर्य आदित्यः આ મંત્રનો જે જપ કરે છે, તે જ્ઞાની બને છે. જે સૂર્ય સન્મુખ ઉભા રહી આ મંત્રનો જપ કરે છે, તે મહા રોગથી મુક્ત થાય છે. તેના દારિદ્રયનો નાશ થાય છે તથા તે પવિત્ર બને છે.

---

## અક્ષિ ઉપનિષદ ( સાર )

### સાંકૃતિ તથા આદિત્યનો સંવાદ.

સાંકૃતિ નામના મુનિ આદિત્ય ભગવાનને પૂછવા લાગ્યાઃ–હે ભગવન્ ! મને બ્રહ્મ વિદ્યા કહો. આ સાંભળી શ્રી સૂર્યભગવાન્ તેને બ્રહ્મવિદ્યા સંબંધી ઉપદેશ આપવા લાગ્યા. હું તને સાત ભૂમિકાનું સ્વરૂપ કહું, જે જાણવાથી તું જીવન્મુક્ત થશે. પ્રથમ ભૂમિકાઃ–સર્વ એક, અજરૂપ, શાન્તરૂપ, અનંતરૂપ, ધ્રુવ તથા અવ્યય રૂપ છે. તું આ રીતે ચિદ્રૂપને જોતો છતો શાંત થઇ સુખવડે રહે, તારે યોગને દુઃખ રહિત જાણવો, તારે સાચે સાચો ચિત્તનો ક્ષય કરવો, પ્રીતિથી રહિત થઇ તથા યોગ વિશે આરૂઢ થઇ તું કર્મ કર અથવા નહિ કર. તું અન્યને ઉદ્વેગ મા કર. તુ મૃદુ કર્મનું સેવન કર. પાપથી સર્વદા ભીતિ રાખ તથા ભોગની આકાંક્ષા રાખ નહિ. મન, કર્મ તથા વચનવડે સજ્જનની તું સેવા કર તથા સર્વદા શાસ્ત્રની અપેક્ષા રાખ્યા કર. આ પ્રથમ ભૂમિકા છે. બીજી ભૂમિકા.– શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, ધારણા, ધ્યાન કર્મને કરનારા શ્રેષ્ઠ પંડિતોનો જે આશ્રય કરે છે, પદાર્થના વિભાગને જે જાણે છે, જે કાર્ય તથા અકાર્યનો નિર્ણય કરે છે, જે મદ, અભિમાન, માત્સર્ય, લોભ, તથા મોહની અતિશયતાનો સર્પની કાંચળી માફક જે ત્યાગ કરેછે, શાસ્ત્ર, ગુરૂ તથા સજ્જનની સેવાવડે જેની આ રીતની બુદ્ધિ થઇ હોય, તે વિચાર નામની બીજી ભૂમિકાને પ્રાપ્ત થયેલ કહેવાય છે. ત્રીજી ભૂમિકાઃ– જે શાસ્ત્રના વાકયાર્થમાં નિશ્ચય બુદ્ધિ રાખે છે, જે પૃથ્વીપર નિર્મળ શય્યાની માફક શયન કરે છે, જે પોતાનું આયુષ્ય શિલારૂપ શય્યાપર બેસી નિર્ગમન કરે છે, જેને સુખ વિષે આસક્તિ નથી, જે સાધુ પુરૂષોનો તથા શાસ્ત્રોનો સંગ રાખે છે, પુણ્યકર્મનું સેવન કરે છે, તે તૃતીય ભૂમિકાને પામી સ્વયંજ્ઞાતરૂપે થઇ રહે છે. અસંસર્ગ બે પ્રકારના છેઃ–એક સામાન્ય તથા બીજો શ્રેષ્ઠ. હું કર્તા, ભોકતા, બાધ્ય,

બાધકરૂપ નથી, આ રીતનું જે માનવું તે સામાન્ય અસંસર્ગ કહેવાય છે. કર્મવડે સર્વ નિર્માણ થયેલું છે, સર્વ ઈશ્વરને આધીન છે, સુખ અથવા દુઃખમાં કોઈનું કર્તાપણું નથી, ભોગ, અભોગ, મહારોગ, સંપત, વિપત્ તથા વિયોગને અર્થે સંયોગ આ સર્વ બુદ્ધિના આધિ વ્યાધિ છે, હું કર્તારૂપ નથી, પણ ઈશ્વર કર્તા છે તથા પૂર્વના રહેલ કર્મને કરીને મારે સ્થિતિ કરવી, આ રીતે જે જાણે છે તેને શ્રેષ્ઠ આસંગ પ્રાપ્ત થયેલો કહેવાય છે. આ ત્રણ ભૂમિકાનું જ્ઞાન થયા પછી ચોથી ભૂમિકાને પહોંચાય છે. ચતુર્થ ભૂમિકાઃ—જે ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયો છે તે લોકને સ્વાનવત્ જૂવે છે. ત્રણ ભૂમિકાને જાગ્રત કહે છે તથા ચોથી ભૂમિકાને સ્વપ્ન કહે છે. ચોથી ભૂમિકાને પામેલાનું ચિત્ત શરતઋતુના વાદળાંની માફક લયને પામેલ હોય છે. તેના ચિત્તનો લય થવાથી તેને જગતનો સંકલ્પ ઉત્પન્ન થતો નથી. પાંચમી ભૂમિકાઃ—પાંચમી ભૂમિકાને પામ્યા પછી શાંત થઈ સર્વ વિશેષો અદ્વૈતરૂપે થઇ રહે છે. તેનામાંથી દ્વૈતનો ભાવ જતો રહેલો હોય છે. તે સુષુપ્ત મનવાળો થઈ રહેલ હોય છે. બહિર્વૃત્તિવાળો છતાં અંતર્મુખવૃત્તિવડે રહે છે. તે પરિશ્રાન્તપણાવડે નિદ્રાળુની માફક જોવામાં આવે છે. છઠ્ઠી ભૂમિકાઃ—છઠ્ઠી ભૂમિકા તુર્યા નામની કહેવાય છે. આ ભૂમિકામાં સતરૂપ કે અસત્‌રૂપ કાંઈ રહેતું નથી. તેમાં અહંકૃતિ કે અનહંકૃતિ કાંઇ રહેતું નથી. તેનું મન ક્ષીણ થયેલું હોય છે. તે અદ્વૈતમાં આસક્ત થયેલો હોય છે. તેની વાસનારૂપ ગ્રંથિનો નાશ થયેલો હોય છે તેમજ તેના સંદેહનો નાશ થયેલો હોય છે. અનિર્વાણ છતાં ચિત્રના દીપની માફક નિર્વાણરૂપે રહેલ હોય છે. સાતમી ભૂમિકાઃ—સાતમી ભૂમિકા વિદેહમુક્તતા કહેવાય છે. આ ભૂમિકા વાણીને અગમ્ય, શાંત તથા સર્વ ભૂમિની સીમારૂપે છે. તેણે લોકના વર્તનનો તથા દેહના વર્તનનો ત્યાગ કરેલો હોય છે. તેણે શાસ્ત્રના વર્તનનો પણ ત્યાગ કરેલો હોય છે. તેણે દેહના વર્તનનો પણ ત્યાગ કરેલ હોય છે. વિશ્વ તથા પ્રાજ્ઞાદિ લક્ષણવાળું સર્વ ૐકારરૂપ ભેદ તથા અભેદવડે વાચ્ય વાચકપણું રહેલ છે. અકાર વિશ્વરૂપ છે, ઉકાર તૈજસરૂપ છે તથા મકાર પ્રાજ્ઞરૂપ છે. સમાધિકાળની પૂર્વે અતિ પ્રયત્નથી આ સર્વનું ચિંતન કર્યા પછી સ્થૂલ તથા સૂક્ષ્મ સર્વનો ક્રમે કરી આત્મામાં લય કરવો. પોતાને ચિદાત્મારૂપે, નિત્યરૂપે, શુદ્ધ તથા બુદ્ધરૂપે તથા પરમાનંદરૂપે ચિંતન કરવું. આદિ, મધ્ય

તથા અંતમાં સર્વ દુઃખરૂપે છે. માટે સર્વનો ત્યાગ કરી પરમ તત્વમાં એકનિષ્ઠ થવું. અવિદ્યારૂપ અંધકારથી રહિત, સર્વ પ્રકારના આભાસથીરહિત, આનંદરૂપ, નિર્મળ, શુદ્ધ, મન તથા વાણીના અવિષયરૂપ, પ્રજ્ઞાનઘનરૂપ તથા આનંદરૂપ છે. આ બ્રહ્મરૂપે હું પોતે છું, એમ પોતે ભાવના કરવી.

---

## અધ્યાત્મ ઉપનિષદ્ (સાર)

### આત્મનિરૂપણ.

શરીરના મધ્ય ભાગમાં અજ, એક તથા નિત્યરૂપ આત્મા રહેલ છે. આ આત્માનું પૃથિવી શરીર છે. તે પૃથિવીના મધ્ય ભાગમાં રહે છે, છતાં પૃથ્વી તેને જાણી શકતી નથી. આ આત્માનું જળ શરીરરૂપે છે, જળના મધ્યમાં આત્મા રહેલો છતો જળ આત્માને જાણતો નથી. આ આત્માનુ તેજ શરીરરૂપ છે. તે તેજના મધ્યમાં રહેતો છતો તેજ તેને જાણતુ નથી. આ આત્માનું વાયુ શરીરરૂપે છે, જે વાયુના મધ્યમાં રહેતો છતો વાયુ તેને જાણતો નથી. આત્માનું આકાશ શરીર છે, જે આકાશમાં સંચાર કરતો છતો આકાશ તેને જાણતું નથી. આત્માનું મન શરીર છે. તે મનમાં રહેતો છતો મન તેને જાણતું નથી. તેનું બુદ્ધિ શરીર છે, જે બુદ્ધિમાં રહેતો છતો બુદ્ધિ તેને જાણતી નથી. તેનું અહંકાર શરીરરૂપે છે. તે અહંકારને વિશે રહેલો છતાં અહંકાર તેને જાણતો નથી. તેનું ચિત્ત શરીર છે. તે ચિત્તમાં રહે છે છતાં ચિત્ત તેને જાણતું નથી. તેનું અવ્યકત શરીર છે. તે અવ્યકતમાં રહેતો છતો અવ્યકત તેને જાણતો નથી. તેનું અક્ષર શરીર છે. તે અક્ષરમાં રહે છે, છતાં અક્ષર તેને જાણતો નથી. તેનું મૃત્યુ શરીર છે તે મૃત્યુમાં રહે છે, છતાં મૃત્યુ તેને જાણતુ નથી. આ સર્વ પ્રાણી માત્રના અંતરાત્મારૂપ, શુદ્ધ, દિવ્ય, પ્રકાશરૂપ તથા નારાયણરૂપ છે. દેહ, ચક્ષુ આદિ અનાત્મ વસ્તુમાં જે હું તથા મારૂં એવો ભાવ થાય છે, તેને અધ્યાસ કરી કહે છે. બ્રહ્મમાં આસકિત રાખી વિદ્વાને અધ્યાસનો ત્યાગ કરવો જોઈએ. બુદ્ધિ તથા તેની વૃત્તિના સાક્ષીરૂપ આ પ્રત્યક્ આત્માને ઓળખી, આત્મા હું પોતેજ છું એમ વૃત્તિ રાખી, પોતામાં તથા પરમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરવો જોઈએ. લોકના અનુવર્તનનો ત્યાગ કરવો, દેહના અનુવર્તનનો ત્યાગ કરવો, શાસ્ત્રના અનુવર્તનનો ત્યાગ કરવો તથા પોતાના અધ્યાસનો પણ નિરાસ કરવો જોઇએ. આત્માનું સર્વા-

સ્વરૂપને ઓળખી તથા શ્રુતિ અને યુક્તિવડે તેનો અનુભવ કરી યો ગીનું મન સ્વાત્મામાં સર્વદા સ્થિતિ કરી નાશને પામે છે નિદ્રાને, લોકવાર્તાને, શબ્દાદિને તથા આત્મવિસ્મૃતિને જરા પણ અવકાશ આપ્યા વિના આત્મામાં આત્માનું ચિંતન કરવું. માતાપિતાના મળથી ઉત્પન્ન થયેલુ તથા મળને માંસવાળા શરીરનો ચંડાલ સમાન ત્યાગ કરી બ્રહ્મરૂપે થઈ તું કૃતાર્થ થા જેમ ઘટાકાશનો મહાકાશમાં લય થાય છે, તેમ આત્માનો પરમાત્મામાં લય કરી, હે મુનિ ! અખંડ ભાવે કરી તું મૂગો થા. આત્માવડે સર્વદા અધિષ્ઠાનરૂપ સ્વપ્રકાશનો અનુભવ કરી શરીરનો તથા બ્રહ્માંડનો પણ મળના પાત્રની માફક ત્યાગ કરવો આનંદરૂપ ચિદાત્મામાં દેહમાં થયેલ અહંબુદ્ધિને સ્થાપી સર્વ ચિન્હનો ત્યાગ કરી તું કેવળરૂપ થા. જેમ દર્પણવડે અંતપુર તેમ આત્મામાં જગતનો આભાસ છે તથા તે બ્રહ્મરૂપ હું પોતે છું, એમ માની કૃતકૃત્ય થા. અહંકારરૂપ ગ્રહથી મુક્ત થયેલો પોતાના સ્વરૂપને પામે છે. તે ચદ્રની માફક નિર્મળ, પૂર્ણ, સદાનંદમય તથા સ્વયંપ્રભરૂપે થઈ રહે છે. ક્રિયાનો નાશ થવાથી ચિન્તાનો નાશ થાય, ચિન્તાનો નાશ થવાથી વાસનાનો ક્ષય થાય, વાસનાનો ક્ષય થવાથી મોક્ષ થાય. આને જીવન્મુક્ત કહે છે. સર્વમાં તથા સર્વ દિશામાં કેવળ બ્રહ્મમાત્રનુ અવલોકન કરવું તથા સદ્‌ભાવરૂપ ભાવના દૃઢ થવાથી વાસનાનો લય થાય છે. કોઇપણ વખત બ્રહ્મનિષ્ઠમાં પ્રમાદ ન કરવો. બ્રહ્મવાદીને વિદ્યામાં પ્રમાદ મૃત્યુરૂપ કહેવાય છે. જેમ ખેંચી કાઢેલ સેવાળ જરા વાર રહેતી નથી તેમ પરાંગમુખ એવા પ્રાજ્ઞને માયા આવરણ કરે છે, જે માણસ જીવતો છતાં કૈવલ્યાવસ્થાને પામ્યો છે, તેજ કેવળ વિદેહરૂપે છે. સમાધિ અવસ્થાને પામી તું નિર્વિકલ્પરૂપે થા. જ્યારે સમાધિવડે આત્મસાક્ષાત્કાર થાય છે ત્યારે અજ્ઞાન પી હૃદયગ્રંથિનો છેદ થાય છે. જે સર્વને આત્મારૂપે જાણે છે તથા અહંભાવનો ત્યાગ કરે છે તથા ઘટ પટાદિની માફક સર્વમાં ઉદાસીનપણાથી રહે છે તથા, એમ જાણે છે કે બ્રહ્માદિથી લઈ સ્થાવરસુધી સર્વ કેવળ ઉપાધિ- રૂપે છે ત્યારે તેને એક આત્મારૂપે રહેલ સ્વાત્મસ્વરૂપનાં દર્શન થાય છે. પોતેજ બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, શિવ તથા વિશ્વરૂપે છે. જેણે પોતાના આત્મામાં આભાસયુક્ત સર્વ વસ્તુનું આરોપણ કરેલ છે તથા જે પોતે પૂર્ણ, અદ્વય તથા અક્રિયરૂપે થઇ રહે છે તથા એક વસ્તુમાં અસતરૂપ વિશ્વ રહેલ છે, એમ માને છે એવા નિરાકાર, નિ-

વિકાર તથા નિર્વિશેષમાં ભેદભાવ ક્યાંથી રહી શકે ? જે આત્મા દ્રષ્ટા, દર્શન તથા દશ્યાદિના ભાવથી રહિત છે, જે નિરામયરૂપે છે, કલ્પના સમુદ્રની માફક અત્યંત પરિપૂર્ણ છે તથા તેજમાં જેમ અંધકારનો લય થાય છે તેમ જેનામાં સર્વ ભ્રાન્તિનો લય થાય છે એવા ચિદાત્મામાં ભેદ કેવી રીતે હોય ? એક એવા પરમ તત્ત્વમાં ભેદનું કર્તાપણું કેવી રીતે સંભવી શકે ? સુખરૂપ સુષુપ્તિમાં કોણ ભેદને અનુભવ કરી શકે છે ? આ વિશ્વ ચિત્તમાંથી ઉત્પન્ન થયું છે. પણ ચિત્તના અભાવે આમાંનું કાંઇ હોતું નથી. આથી પરાત્મામાં ચિત્તને એકાગ્ર કરવું જોઇએ. બોધ એ વૈરાગ્યનું ફળ છે. બોધનું ફળ ઉપરતિ છે તથા ઉપરતિનું ફળ સ્વાનંદના અનુભવ વડે થતી શાંતિ છે. ઉત્તરના ભાવે કરી પૂર્વેનું રૂપ નિષ્ફળ છે. આ સર્વમાં નિવૃત્તિ તથા પરમ તૃપ્તિ, એ જ આનંદના કારણરૂપ છે. માયારૂપી ઉપાધિ યુક્ત, જગતના કારણરૂપ, સર્વ તત્વના લક્ષણવાળું, પરોક્ષ તથા સત્યાદિ લક્ષણવાળું તત્પદ છે. જે અંતઃકરણવાળું ચેતન હું એવા વિષયપણાથી પ્રતીત થાય છે, તે ત્વં પદનો વાચ્યાર્થ છે. માયા તેમજ અવિદ્યા જે ઇશ્વર તથા જીવની ઉપાધિ રૂપે છે, તેનો નાશ થવાથી બ્રહ્મનો અનુભવ થાય છે. વેદાંત વાક્યથી પ્રતિપાદન થયેલા અર્થનું અનુસંધાન તે શ્રવણ, યુકિતથી સંભાવિતપણાનું અનુસંધાન તે મનન તથા સંશયથી રહિત થયેલા અર્થમાં ચિત્તની એકાગ્રતા તે નિદિધ્યાસન કહેવાય છે. ધ્યાતા તથા ધ્યાનનો ત્યાગ કરી ધ્યેયનો વિષય કરનારી સ્થિર ચિત્તની જે અવસ્થા, તે સમાધિ કહેવાય છે. બ્રહ્મ તથા આત્માને એક વિષય કરનારી વિકલ્પ રહિત ચિત્તની વૃત્તિ, તેને પ્રજ્ઞા કહે છે. પ્રજ્ઞાવાન્ જીવન્મુક્ત કહેવાય છે. સત્પુરૂષોથી પૂજાવા છતાં તથા દુર્જનોથી પીડા પામવા છતાં જેઓ સમભાવે રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે. જેવી રીતે આકાશ ઘટના યોગથી દારૂના ગંધથી લેપાતું નથી, તેમ આત્મા ઉપાધિના યોગથી લેપાતો નથી. હું અજર તથા અમર છું એમ જાણનારા બ્રહ્મવેત્તા પુરૂષને પ્રારબ્ધ નડતું નથી. આ શરીર કેવી રીતે રહેલ છે એવી રીતની શંકાવાળા જડ મનુષ્યની બુદ્ધિના સમાધાન માટે પ્રારબ્ધ કહેલ છે, પણ વિદ્વાનને પ્રારબ્ધ હોતું નથી.

---

# કુંડિકા ઉપનિષદ (સાર)

## યજ્ઞનિરૂપણ

બ્રહ્મચર્યાશ્રમમાં ગુરુની સેવા કરી, વેદોનું અધ્યયન કર્યા પછી ગુરુની આજ્ઞા મેળવી, શિષ્યે ગૃહસ્થાશ્રમ ધારણ કરવો. ગૃહસ્થાશ્રમમાં યથાશક્તિ અગ્નિહોત્ર ધારણ કરી અગ્નિનું પૂજન કરવું. ત્યાર પછી વૃદ્ધાવસ્થામાં પુત્રને ગૃહકાર્ય સોંપી દઈ, વાનપ્રસ્થ ગ્રહણ કરી, પવિત્ર સ્થળમાં તેણે ફરવું. કાષાય વસ્ત્ર ધારણ કરી તેણે સંન્યસ્ત દીક્ષા લેવી. કક્ષા તથા ઉપસ્થનાં લોમો તેણે કાઢી નાખવાં નહિ. તેણે ભિક્ષાવડે પોતાના દેહનો નિર્વાહ કરવો તથા સર્વદા આત્મચિંતન કરવું. કૌપીન, આચ્છાદન, શીકું, ગરણું, પાદત્રાણ, ટાઢને અટકાવનારી ધાબળી, કૌપીન તથા આચ્છાદનનો પરમહંસે ત્યાગ કરવો. વિશાળ નદીના તટપર અથવા તો દેવમંદિરમાં તેણે શયન કરવું સુખ કે દુઃખવડે શરીરને અત્યંત તપાવવું નહિ. પોતાના શરીરને તેણે સ્નાનપાનાદિવડે પવિત્ર કરવું કોઇ તેની સ્તુતિ કરે તો તેનાપર તેણે સંતુષ્ટ થવું નહિ. તેમ જ જો કોઈ નિંદા કરે તો તેથી તેને શાપ આપવો નહિ. પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ આ સર્વમાં અજર, અક્ષય તથા અવ્યયરૂપ બ્રહ્મ રહેલ છે તેને હું પ્રાપ્ત થયો છું, એમ તેણે ધારવું. જેમ સમુદ્રને વિષે મોજાંઓ રહેલ છે, તેમ અખંડ સાગરરૂપ બ્રહ્મમાં વિશ્વરૂપી મોજાઓ રહેલ છે.

# સાવિત્રી ઉપનિષદ (સાર)

## સાવિત્રીની સ્તુતિ

અગ્નિ, સવિતા તથા પૃથ્વી સાવિત્રીરૂપે છે. જ્યાં અગ્નિ છે ત્યાં પૃથ્વી રહેલી છે તથા પૃથ્વી ભાગ છે ત્યાં અગ્નિ અર્થાત્ તેજ રહેલ છે. વરૂણ, સવિતા તથા જળ સાવિત્રીરૂપે છે. જ્યા વરૂણ છે ત્યાં જળ છે, તેમ જ જ્યા જળ છે ત્યા વરૂણ છે. વાયુ, સવિતા તથા આકાશ સાવિત્રીરૂપે છે જ્યા વાયુ છે ત્યા આકાશ છે તથા જ્યાં આકાશ ત્યા વાયુ છે યજ્ઞ, સવિતા તથા વેદો સાવિત્રીરૂપે છે. જ્યાં યજ્ઞ છે ત્યા વેદો છે તેમ જ જ્યાં વેદો છે ત્યા યજ્ઞ છે. આદિત્ય, સવિતા તથા સ્વર્ગ સાવિત્રીરૂપે છે. જ્યાં આદિત્ય છે ત્યાં સ્વર્ગ છે તેમ જ જ્યા સ્વર્ગ છે ત્યા આદિત્ય છે. ૐ भू तत्सवितुर्वरेण्य આ આદિત્યનો પ્રથમ પાદ છે. भुवो भर्गोदेवस्य धीमहि એ આદિત્યનો દ્વિતીયપાદ છે તથા स्वर्धियो यो न: प्रचोदयात् એ આદિત્યનો તૃતીય પાદ છે. જે આ સાવિત્રીને જાણે છે, તેનો પુનર્જન્મ થતો નથી.

---

# પાશુપત બ્રહ્મ ઉપનિષદ્ (સાર)

## પશુપતિની સ્તુતિ

શ્રી પશુપતિ ભગવાન્ સર્વ સ્થાવરજંગમ વસ્તુના સાક્ષીરૂપે છે. તે જ્યારે પ્રેરણા કરે છે ત્યારે મન અમુક વિષયમાં પરોવાય છે, પ્રાણ વિષયની ચેષ્ટા કરે છે, ચક્ષુ રૂપને જૂવે છે, શ્રોત્ર શબ્દ શ્રવણ કરે છે, વાણી ઉચ્ચાર કરે છે. તે જ પ્રમાણે બીજી સર્વ ઇન્દ્રિયો તેની પ્રેરણાથીા પોતપોતાના વિષયો બજાવે છે. માયાવિશિષ્ટ પરમાત્મા સર્વના પ્રેરક બને છે. માયાથી રહિત તે કેવળ દ્રષ્ટારૂપે છે. વ્યાવહારિક દૃષ્ટિથી માયાના બે ભાગ થાય છે:–વિદ્યા તથા અવિદ્યા. પણ તત્ત્વ દૃષ્ટિવડે તે વિભાગો નથી. પરમાર્થ દૃષ્ટિવડે તો કેવળ તત્ત્વ છે. સર્વનો બ્રહ્મરૂપે ભાસ થવાથી દુઃખાદિ દ્વંદ્વોનો અભાવ થાય છે. બ્રહ્મજ્ઞાની જગતને તેમ જ જીવાદિને જૂવે છે, છતાં તે સર્વને કેવળ બ્રહ્મરૂપે જ જૂવે છે. તેને સર્વ વસ્તુ આત્મારૂપ હોય છે. બ્રહ્મને વિષે સર્વનો આશ્રય છે. તેને વિષે ઉપમાનો, મન તથા વાણીનો, દશ્યપણાનો, ગ્રાહ્યપણાનો, જ્ઞાનેન્દ્રિયોનો તેમજ કર્મેન્દ્રિયોનો અભાવ છે. તે નિત્યરૂપે, વ્યાપકરૂપે, સૂક્ષ્મરૂપે તથા વિકારથી રહિત રૂપે છે. જે સર્વને પોતાના આત્મારૂપે કરી જૂવે છે તે મુક્ત થાય છે. સત્ય, તપ, બ્રહ્મચર્ય તથા ઉપનિષદ્ આદિથી આ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. દોષથી રહિત એવો અધિકારી પરમાર્થિક સ્વરૂપ જોવા શક્તિમાન્ થાય છે. બીજું કોઈ પરમાર્થિક સ્વરૂપ જોવા શક્તિમાન્ થતો નથી. જ્યારે અંતઃકરણની શુદ્ધિ થાય છે ત્યારે પરમાર્થજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા સર્વ પ્રકારના આસંગરૂપી બંધનની નિવૃત્તિ થાય છે.

---

# પરબ્રહ્મ ઉપનિષદ્ (સાર)

## બ્રહ્મનું સ્વરૂપ

મોક્ષની ઇચ્છાવાળાને શિખા તથા યજ્ઞોપવીત બાહ્યરૂપે ધારણ કરવાની જરૂર નથી. ગૃહસ્થે જ બાહ્ય શિખા તથા યજ્ઞોપવીત રાખવાં. જીવનાં સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા કૂટસ્થ એવાં ચાર શરીરો છે, તેમ જ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયા એવી ચાર અવસ્થાઓ છે. આ જ કારણથી ઉપવીતનું સૂત્ર ચાર આંગળાપર વિંટવામાં આવે છે તથા દરેક મનુષ્યનું શરીર પોતાના છન્નુ આંગળ

# સાવિત્રી ઉપનિષદ (સાર)

## સાવિત્રીની સ્તુતિ

અગ્નિ, સવિતા તથા પૃથ્વી સાવિત્રીરૂપે છે. જ્યાં અગ્નિ છે ત્યાં પૃથ્વી રહેલી છે તથા પૃથ્વી ભાગ છે ત્યાં અગ્નિ અર્થાત્ તેજ રહેલ છે. વરૂણ, સવિતા તથા જળ સાવિત્રીરૂપે છે. જયાં વરૂણ છે ત્યાં જળ છે, તેમ જ જ્યાં જળ છે ત્યાં વરૂણ છે. વાયુ, સવિતા તથા આકાશ સાવિત્રીરૂપે છે. જ્યાં વાયુ છે ત્યાં આકાશ છે તથા જ્યાં આકાશ ત્યાં વાયુ છે. યજ્ઞ, સવિતા તથા વેદો સાવિત્રીરૂપે છે. જ્યાં યજ્ઞ છે ત્યાં વેદો છે તેમ જ જ્યાં વેદો છે ત્યાં યજ્ઞ છે. આદિત્ય, સવિતા તથા સ્વર્ગ સાવિત્રીરૂપે છે. જ્યાં આદિત્ય છે ત્યાં સ્વર્ગ છે તેમ જ જ્યાં સ્વર્ગ છે ત્યાં આદિત્ય છે. ૐ भूःतत्सवितुर्वरेण्यं આ આદિત્યનો પ્રથમ પાદ છે. भुवो भर्गोदेवस्य धीमहि એ આદિત્યનો દ્વિતીયપાદ છે તથા स्वर्धियो यो नः प्रचोदयात् એ આદિત્યનો તૃતીય પાદ છે. જે આ સાવિત્રીને જાણે છે, તેનો પુનર્જન્મ થતો નથી.

---

# આત્મા ઉપનિષદ (સાર)

## આત્મનિરૂપણ

આત્મા ત્રણ પ્રકારનો છેઃ બ્રહ્માત્મા, અંતરાત્મા તથા પરમાત્મા. બ્રહ્માત્માઃ—દશ ઇન્દ્રિયોનો ગોલકવાયુ, ત્વચા રક્ત, માંસાદિથી યુક્ત, તેમ જ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયવાળું જે શરીર તે. અંતરાત્માઃ— દશ ઈન્દ્રિયો, પાંચ પ્રાણ, ચાર અંતઃકરણ આ સર્વની સાથે એકપણાને પામેલ જે જીવાત્મા તે. આ જીવાત્મા શુભાશુભ કર્મના ભોક્તા રૂપે છે. અવિનાશી ચૈતન્ય પરમાત્મારૂપે કહેવાય છે. આ પરમાત્માનો સાક્ષાત્કાર પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિના યોગવડે થાય છે. પરબ્રહ્મ-અત્યંત સૂક્ષ્મરૂપે, જન્મ, મૃત્યુ તથા જરાદિથી રહિતરૂપે, કંપદાહાદિના અભાવરૂપે તથા ગુણરહિતરૂપે છે. તે દ્રષ્ટારૂપે, સોળ કળાથી રહિતરૂપે, અહંકારથી રહિતરૂપે, સર્વવ્યાપી, નિષ્ક્રિય તથા સંસ્કારરહિત છે.

---

# પાશુપત બ્રહ્મ ઉપનિષદ્ (સાર)

## પશુપતિની સ્તુતિ

શ્રી પશુપતિ ભગવાન્ સર્વ સ્થાવરજંગમ વસ્તુના સાક્ષીરૂપે છે. તે જ્યારે પ્રેરણા કરે છે ત્યારે મન અમુક વિષયમાં પરોવાય છે, પ્રાણ વિષયની ચેષ્ટા કરે છે, ચક્ષુ રૂપને જૂવે છે, શ્રોત્ર શબ્દ શ્રવણ કરે છે, વાણી ઉચ્ચાર કરે છે. તે જ પ્રમાણે બીજી સર્વ ઇન્દ્રિયો તેની પ્રેરણાથી પોતપોતાના વિષયો બજાવે છે. માયાવિશિષ્ટ પરમાત્મા સર્વના પ્રેરક બને છે. માયાથી રહિત તે કેવળ દ્રષ્ટારૂપે છે. વ્યાવહારિક દૃષ્ટિથી માયાના બે ભાગ થાય છે—વિદ્યા તથા અવિદ્યા. પણ તત્ત્વ દૃષ્ટિવડે તે વિભાગો નથી. પરમાર્થ દૃષ્ટિવડે તો કેવળ તત્ત્વ છે. સર્વનો બ્રહ્મરૂપે ભાસ થવાથી દુ:ખાદિ દ્વંદ્વોનો અભાવ થાય છે. બ્રહ્મજ્ઞાની જગતને તેમ જ જીવાદિને જૂવે છે, છતાં તે સર્વને કેવળ બ્રહ્મરૂપે જ જૂવે છે. તેને સર્વ વસ્તુ આત્મારૂપ હોય છે. બ્રહ્મને વિષે સર્વનો આશ્રય છે. તેને વિષે ઉપમાનો, મન તથા વાણીનો, દશ્યપણાનો, ગ્રાહ્યપણાનો, જ્ઞાનેન્દ્રિયોનો તેમજ કર્મેન્દ્રિયોનો અભાવ છે. તે નિત્યરૂપે, વ્યાપકરૂપે, સૂક્ષ્મરૂપે તથા વિકારથી રહિત રૂપે છે. જે સર્વને પોતાના આત્મારૂપે કરી જૂવે છે તે મુક્ત થાય છે. સત્ય, તપ, બ્રહ્મચર્ય તથા ઉપનિષદ્ આદિથી આ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. દોષથી રહિત એવો અધિકારી પરમાર્થિક સ્વરૂપ જોવા શક્તિમાન્ થાય છે. બીજું કોઈ પરમાર્થિક સ્વરૂપ જોવા શક્તિમાન્ થતો નથી જ્યારે અંતઃકરણની શુદ્ધિ થાય છે ત્યારે પરમાર્થજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા સર્વ પ્રકારના આસંગરૂપી બંધનની નિવૃત્તિ થાય છે.

---

# પરબ્રહ્મ ઉપનિષદ્ (સાર)

## બ્રહ્મનું સ્વરૂપ

મોક્ષની ઇચ્છાવાળાને શિખા તથા યજ્ઞોપવીત બાહ્યરૂપે ધારણ કરવાની જરૂર નથી. ગૃહસ્થે જ બાહ્ય શિખા તથા યજ્ઞોપવીત રાખવાં. જીવનાં સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા કૂટસ્થ એવાં ચાર શરીરો છે, તેમ જ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયા એવી ચાર અવસ્થાઓ છે. આ જ કારણથી ઉપવીતનું સૂત્ર ચાર આંગળપર વિંટવામાં આવે છે તથા દરેક મનુષ્યનું શરીર પોતાના છન્નુ આંગળ

જેટલું ઉચું હોવાથી સૂત્રને છન્નુ વાર વિંટાળવામાં આવે છે. આ જનોઇના છેડાને સૂર્ય, ચંદ્ર તથા અગ્નિના સ્વરૂપે કરી એકત્ર કરવું. ત્યાર પછી તેને ત્રેવડું કરવું. બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરપણાનું તેને અનુસંધાન કરવું તેને અદ્વૈતરૂપી ગ્રંથિ વાળવી તથા તે નાભિથી બ્રહ્મરંધ્રપર્યંત લાંબું રાખવું તથા તે ડાબા ખભાથી કંઠના અંતપર્યંત ધારણ કરવું. આ ગૃહસ્થને માટે છે. સંન્યાસીએ તો બ્રહ્મરૂપી સૂત્ર તથા શિખાને ધારણ કરવાં. જે સૂત્રરૂપી બ્રહ્મને ઓળખે છે તે ખરો મુમુક્ષુ છે. જેને જ્ઞાનરૂપી શિખા છે તે ખરો શિખાવાળો છે. મસ્તકપર કેશ રાખવા, તે ખરી શિખાવાળો નથી. જેને જ્ઞાનરૂપી ઉપવીત છે તે જ ખરો બ્રાહ્મણ છે, પણ જાતિથી જે બ્રાહ્મણ છે તે ખરો બ્રાહ્મણ નથી.

---

## અવધૂત ઉપનિષત્ (સાર)

### સાંકૃતિક તથા દત્તાત્રેયનો સંવાદ

સાંકૃતિક નામના ઋષિ ભગવાન્ દત્તાત્રેયની સમીપ જઇ તેને પૂછવા લાગ્યા:-હે ભગવન્! અવધૂત કેવો હોય છે? તેની સ્થિતિ કેવી હોય છે? અવધૂતનું સ્વરૂપ શું? તેનું ચલણ કેવું હોય છે? પરમ કારુણિક ભગવાન્ દત્તાત્રેય કહેવા લાગ્યા કે, અક્ષરથી, શ્રેષ્ઠપણાથી, ત્યાગ કરેલા સંસારરૂપ બંધનથી તથા '**तत्त्वमस्या**'દિ લક્ષણવડે અવધૂત કહેવાય છે. જેણે વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરેલો હોય છે તથા જેણે આત્મામાં સ્થિતિ કરી છે, તે અનિવર્ણાશ્રમી યોગી અવધૂત કહેવાય છે. કર્મ, પ્રજા કે ધનવડે અમૃતતત્વની પ્રાપ્તિ થતી નથી, પણ કેવળ સંન્યાસવડે અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. તે સ્વેચ્છાનુસાર ભમે છે. તેણે વસ્ત્ર પહેરેલું હોય કે વસ્ત્રથી રહિત પણ હોય છે. તેઓને ધર્મ કે અધર્મ કોઈ હોતા નથી. તે મૂઢની માફક આસક્ત થતો નથી. જેમ સૂર્ય સર્વ રસોને ભોગવે છે તથા જેમ અગ્નિ સર્વનું ભક્ષણ કરનાર છે, તે પ્રમાણે યોગી વિષયોને ભોગવે છે, પણ તે શુદ્ધ હોવાથી પુણ્ય કે પાપવડે લિપ્ત થતો નથી જે અધિકારી હોય, તેઓ શાસ્ત્ર તથા વેદને ભણો પણ હું તો અપ્રિય હોવાથી મને તેનો અધિકાર નથી નિદ્રા, ભિક્ષા, સ્નાન, શૌચની તેને ઇચ્છા હોતી નથી તથા તે આ સઘળું કરતો નથી. જોનારાઓ મારા સંબંધી ગમે તે કલ્પના કરો, પણ અન્યની કલ્પનાથી મને થવાનું હતું, એમ અવધૂત માને છે. અન્યથી આરોપણ કરાયલા

સંસારના ધર્મને હું ભજતો નથી તેથી, જેમ ચણોઠીના ઢગલામાં કોઇ અગ્નિ નાંખે તો તે ચણોઠીનો ઢગલો જ બળશે પણ બીજું કશું બળશે નહિ, તેમ તે સંસારધર્મો મને બાધ કરતા નથી. જેઓને તત્ત્વનું જ્ઞાન ન હોય તે ભલે શ્રવણ કરે, પણ હું તત્ત્વનો જ્ઞાતા હોવાથી મારે સાંભળવાની શી જરૂર છે ? સંશયયુક્ત હોય તે મનન કરો, પણ હું સંશયથી રહિત છું, માટે મારે મનની જરૂર નથી. વિપર્યયયુક્ત ભલે નિદિધ્યાસન કરે, પણ હું વિપર્યયથી રહિત હોવાથી મારે નિદિધ્યાસનની જરૂર નથી. હું મનુષ્યરૂપ છું, આ રીતનો વ્યવહાર ભ્રાંતિ વિના લાંબા સમયની વાસનાવડે કલ્પવામાં આવે છે. પણ જ્યારે પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય છે ત્યારે આ વ્યવહાર નિવૃત્ત થાય છે. કર્મનો ક્ષય થવા છતાં તે પોતે સેંકડો ધ્યાન કરવા છતાં શાંતિ પામતો નથી. અરિષ્ટ વ્યવહાર ઓછો થવાની ઇચ્છાવાળાએ ધ્યાન કરવું. પણ નિમિત કર્મવ્યવહારને જો મારો હોવાથી મારે ધ્યાનની શી જરૂર છે ? હું વિશેષ રહિત હોવાથી મને સમાધિ નથી. જે મન વિકારી હોય, તેને વિક્ષેપ તથા સમાધિ છે. પણ હું જો નિત્યાનુભવરૂપ હોઉં તો મારે પછી શું પૃથક્ અનુભવ રહ્યો છે ? હું કર્તાપણાથી તથા આસંગથી રહિત છું, જેણે લૌકિક કે શાસ્ત્રીય વ્યવહાર જે કાંઇ આરંભેલ હોય તેને તે પ્રાપ્ત થાઓ. હું જો શાસ્ત્રીય માર્ગવડે વર્તું તો તેમાં પણ મને શી હાનિ છે ? મારૂં શરીર દેવાર્ચન, સ્નાન તથા શૌચાદિમાં વર્તો. મારી વાણી પ્રણવનો જપ કરો અથવા ઉપનિષદનું અધ્યયન કરો. મારી બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરવામાં લાગો અથવા તેનો બ્રહ્માંડમાં લય થાઓ. હું કે સાક્ષીરૂપે છું, તે કાંઇ કરતો નથી, તેમ કાંઈ પણ કરાવતો નથી. હું નિત્ય સ્વાત્માનો અનુભવ કરૂં છું. મને બ્રહ્માનંદ સ્પષ્ટ પ્રતીત થાય છે. હું સાંસારિક દુઃખને જોતો નથી. મારૂં પોતાનું અજ્ઞાન કોઈ સ્થળે નાશી ગયું છે. મારે કાંઇ પણ કર્તવ્ય રહેલ નથી. મારી તૃપ્તિને આ લોકમાં હું કોની ઉપમા આપી શકું ? મારૂં પુણ્ય ફલયુક્ત થયું છે. હું ધન્ય છું, હું ધન્ય છું. જ્ઞાન, સુખ, શાસ્ત્ર તથા ગુરૂ સર્વે આશ્ચર્યરૂપ છે. આનુ જે અધ્યયન કરે છે, તે કૃતકૃત્ય થાય છે.

## ત્રિપુર તાપિની ઉપનિષદ્ (સાર)

### ત્રિપુરાશક્તિનું નિરૂપણ

ત્રણ પુટને વિષે રહેનારી જે ચિત્શક્તિ છે તે ત્રિપુરા કહેવાય

છે. આ ત્રિપુરા નામની શક્તિ ચિતરૂપે, મહાકુંડલિની રૂપે તેમ જ ત્રિકુટા આદિ અનેક નામોથી ઓળખાય છે. આ શક્તિની ઉપાસના કરવાથી મનુષ્ય કૃતકૃત્ય થાય છે. મન બે પ્રકારનાં છેઃ—શુદ્ધ તથા અશુદ્ધ. કામનાયુક્ત મનને અશુદ્ધ કહેવામાં આવે છે તથા કામનારી રહિત મનને શુદ્ધ કહેવામાં આવે છે. મન એ જ મનુષ્યના બંધ તથા મોક્ષનુ કારણુ છે. જ્યારે મન વિષયાનુરાગવાળું હોય છે ત્યારે તે બંધનને પમાડે છે પણ વિષયથી રહિત મન જ્યારે બને છે ત્યારે તે મોક્ષના કારણરૂપ થઇ પડે છે. બ્રહ્મ કે જે નિરવય, નિરંજન તથા નિર્વિકારરૂપે છે તે રૂપે જ હું છુ, એમ જાણુનારો પુરૂષ બ્રહ્મને પામે છે. જાગ્રત, સ્વપ્ન તેમ જ સુષુપ્તિમાં માળાના સૂત્રની માફક એક જ આત્મા પરોવાયલો છે. જેમ સૂત્ર માળાથી ભિન્ન છે તેમ આત્મા આ અવસ્થાઓથી ભિન્ન છે. આ આત્માને ઓળખવાથી મનુષ્યને પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી. જેવી રીતે જૂદા જૂદા રંગવાળી ગાયોનાં દૂધ એક સરખાં જ છે, તે જ પ્રમાણે દરેક વસ્તુમાં બ્રહ્મ એક જ સરખો ઓતપ્રોત રહેલ છે, એમ જે જૂવે છે તે જ જ્ઞાની છે. જેને અધિકાર પ્રાપ્ત થયો છે તેણે પરમ પદરૂપ તથા શાંત એવા બ્રહ્મરૂપે હું પોતેજ છું, એ રીતનો પોતાના મનમાં નિશ્ચય કરવો. જે એક તથા તુરીયરૂપ પરબ્રહ્મને જાણે છે, તેનો પરમાકાશ વિષે લય થાય છે.

---

## દેવી ઉપનિષદ (સાર)

### દુર્ગાદેવીની સ્તુતિ

માહેશ્વરી પાસે આવી સર્વ દેવો કહેવા લાગ્યા—આપ કોણ છો ? આ રીતનો પ્રશ્ન સાંભળી મહાદેવી કહેવા લાગ્યાં—હું જ બ્રહ્મસ્વરૂપિણી છું. મારામાં સર્વ જગત્ રહેલું છે. હું સર્વરૂપે તથા સર્વને ધારણ કરવાવાળી છું દેવો દેવી ભગવતીની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા;—આપ શિવારૂપે, દુર્ગારૂપે, અજ્ઞાનને ટાળનારરૂપે, કાળરાત્રીરૂપે, વૈષ્ણવીરૂપે, સ્કંદનાં માતારૂપે તથા સરસ્વતી આદિરૂપે છો. આપ અમોને સારા માર્ગ પ્રતિ પ્રેરો. આપ મહા કલેશને શમાવનારાં તથા મહા કારૂણ્યરૂપિણી છો. આપને દુર્ગા કહેવામાં આવે છે, કારણ આપનાથી કાંઈ પણ પર નથી વળી આપ સર્વ દુરાચારનો

નાશ કરનારાં તથા સંસારરૂપી સમુદ્રને તારનારાં છો. આપને અમો વારંવાર નમન કરીએ છીએ.

## ત્રિપુરા ઉપનિષદ્ (સાર)

### શક્તિનિરૂપણ

પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગલોકરૂપ ત્રણ પુરને વિષે અથવા તો સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ ત્રણ શરીરોમાં ચિતરૂપી જે શક્તિ રહેલ છે, તે ત્રિપુરા નામે પ્રસિદ્ધ છે. જ્યારે અંતઃકરણના મલાદિ દોષોનો, કર્મ, ઉપાસના તથા જ્ઞાનવડે નાશ થાય છે ત્યારે આ ચિત્શક્તિનો અનુભવ થાય છે. આ વિશ્વરૂપ માતાના અનુગ્રહવડે પુરૂષને મોક્ષનો લાભ થાય છે.

## કઠરુદ્ર ઉપનિષદ (સાર)

### દેવો તથા પ્રજાપતિનો સંવાદ

દેવો ભગવાન્ પ્રજાપતિને કહેવા લાગ્યાં, 'હે ભગવન્! અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો.' પ્રજાપતિએ કહ્યું; બ્રહ્મદીક્ષા ગ્રહણ કરનારાએ શિખા, કેશ તથા યજ્ઞોપવીતનો ત્યાગ કરવો પુત્રને જોઇ તેને કહેવું કે, તું સ્વાહા, સ્વધા, ધાતા, વિધાતા, ત્વષ્ટા તથા પ્રતિષ્ઠારૂપ છે. પુત્રે કહેવું કે, હું બ્રહ્મા, યજ્ઞ, વષટ્કાર, ૐકાર, સ્વાહા, સ્વધા, ધાતા, વિધાતા, ત્વષ્ટા તથા પ્રતિષ્ઠારૂપ છું. સંન્યસ્ત લેતી વખતે પુત્રાદિકાએ વિયોગથી આંસુ પાડવા નહી અને આંસુ પાડે તો પ્રજાનો વિચ્છેદ થાય બ્રહ્મચારી એવા પુત્રે પ્રથમ વેદનું અધ્યયન કરી પછી સ્ત્રીને પરણી ગૃહસ્થાશ્રમ માંડી પુત્રાદિને ઉત્પન્ન કરવા યથાશક્તિ યજ્ઞનારાયણનું પૂજન કર્યા પછી ગુરૂની તથા બાંધવોની આજ્ઞા લઈ સંન્યાસ ધારણ કરવો. પ્રથમ તેણે અરણ્યમાં જવું. ત્યાં બાર દિવસસુધી દૂધવડે અગ્નિમાં હોમ કરવો. પછી બારમી રાત્રીના છેડે વૈશ્વાનર, પ્રજાપતિ તથા વિષ્ણુને ઉદ્દેશી તેણે હોમ કરવો. અગ્નિહોત્રસમયે ખપમાં આવતાં લાકડાંના કાષ્ઠનો અગ્નિમાં હોમ દેવો. તેણે મૃણ્મય પાત્રોનો જળમાં હોમ કરવો તથા ધાતુનાં જે પાત્રો હોય તે ગુરૂને આપી દેવાં. તેણે અગ્નિનું પોતાના શરીરમાં સમારોપણ કરવું. શિખા સહિત કેશોને જળમાં નાખી દઈ યજ્ઞોપવીતનો જળમાં ત્યાગ કરવો. ત્યારપછી અનશન, જલપ્રવેશ, અગ્નિપ્રવેશ અથવા તો ઉત્તર દિશા તરફ તેણે પ્રયાણ કરવું જોઇએ અથવા તો જ્ઞાની જનોના

આશ્રમપ્રતિ જવું જોઇએ. તેણે સર્વ અગ્નિ આદિના મંત્રનો ત્યાગ કરી અધ્યાત્મ મંત્રનો પાઠ કરવો જોઇએ. સર્વ જીવનું કલ્યાણ થાઓ એમ કહી આત્માનું અનન્યરૂપે ધ્યાન કરવું. પછી હાથ ઉંચા રાખી તેણે ગમે ત્યાં પૃથ્વીપર ભટકવું. તેણે ભિક્ષાપર શરીરનો નિર્વાહ કરવો. તેણે વિશાળ નદીના તટપર શયન કરવું અથવા દેવમંદીરમાં શયન કરવું. અત્યંત સુખ કે દુ:ખવડે તેણે પોતાના શરીરને તપાવવું નહિ. કોઇ તેની સ્તુતિ કરે તો પણ સંતુષ્ટ થવું નહિ, તેમ કોઈ નિંદા કરે તો તેને શાપ આપવો નહિ તેણે સર્વદા બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. જગતના સાક્ષીરૂપ, સર્વના આત્મારૂપ તથા નિર્મળ આકૃતિવાળા, સર્વ ભૂતમાત્રના આધારરૂપ તથા પ્રજ્ઞાનઘન લક્ષણવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર કર્મવડે, પ્રજાવડે અથવા અન્ય કોઈ પણ ઉપાયવડે થતો નથી, પણ કેવળ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી જ બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. પ્રત્યક્ આત્મારૂપ તથા અજ્ઞાન માયાશક્તિના સાક્ષીરૂપ બ્રહ્મને, હું બ્રહ્મરૂપે છું એમ જાણવાથી પોતે બ્રહ્મરૂપ થઈ રહે છે. આકાશ, વાયુ, તેજ, જળ તથા પૃથ્વી આ પંચીકૃત ભૂતો ઈશ્વરમાંથી ક્રમે કરી ઉત્પન્ન થયાં છે. આ ભૂતોવડે પરમાત્માએ બ્રહ્માંડને રચ્યું છે તથા તે બ્રહ્માંડના મધ્યલોકમાં દેવ, દાનવ, યક્ષ, કિન્નર, મનુષ્ય, પશુ, પક્ષી પોતપોતાના કર્માનુસાર દેહ ધારણ કરે છે. હાડકાં, સ્નાયુ આદિરૂપે દેહીઓનું શરીર ભાસે છે. આ શરીર અન્નમય કોશરૂપે છે. તેની અંદર પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય કોશ રહેલા છે. આનંદમય કોશનું અધિષ્ઠાન બ્રહ્મ છે. આ બ્રહ્મ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત છે. જો જરા પણ મનુષ્ય આમાં અંતર જાણે છે, તો તેને ભય પ્રાપ્ત થાય થાય છે, એમાં સંશય નથી કોઈ પણ નિમિત્તનો આશ્રય કરી શબ્દની પ્રવૃત્તિ થાય છે. બ્રહ્મમાં નિમિત્તનો અભાવ હોવાથી તેમાંથી વાણીની નિવૃત્તિ થાય છે. નિર્વિશેષ તથા પરાનંદરૂપ બ્રહ્મમાં શબ્દની પ્રવૃત્તિ કેવી રીતે હોય ? માટે તેને મન કરતાં પણ સૂક્ષ્મ તથા ... વ્યાપકરૂપે જાણવું. જે બ્રહ્મથી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ તથા શ્રોત્રિ... ...આનંદ છે, તે પરબ્રહ્મને પ્રાપ્ત કરવા કર્મેન્દ્રિયો સ... દૂષણમાત્રથી રહિત, નિર્ગુણ તથા સતચિદ્ઘન ... આત્મારૂપે થાય છે, તે કોઇથી ભય પામતો ... આ પ્રમાણે જાણે છે, તે મારાં કે ... પામતો નથી. તપ્યતાપકરૂપે પ્રકાશતું

વાક્યથી ઉત્પન્ન થયેલા જ્ઞાનથી પ્રસક્ આત્મારૂપે ભાસે છે. શુદ્ધ, ઈશ્વર-ચૈતન્ય, જીવ-ચૈતન્ય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય તથા ફળ આ ભેદ વ્યવહારને લઈ છે. માયારૂપ ઉપાધિથી જે મુક્ત, તે શુદ્ધ કહેવાય છે. માયાના સંબંધથી ઈશ્વર કહેવાય છે. અવિદ્યાને વશ થવાથી જીવ કહેવાય છે. અંતઃકરણના સંબંધથી પ્રમાતા કહેવાય છે. વૃત્તિના સંબંધથી પ્રમાણ કહેવાય છે. અજ્ઞાત ચૈતન્ય પ્રમેય કહેવાય છે તથા જ્ઞાત ચૈતન્ય ફળ કહેવાય છે. અધિકારી પોતાના આત્માને સર્વે ઉપાધિથી મુક્ત માને છે. જે આ પ્રમાણે જાણે છે, તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. સર્વે વેદાંતના સિદ્ધાંતનો સાર એ છે કે, પોતે જ મરે છે, પોતે જ જન્મે છે તથા પોતે જ અવશેષરૂપે રહે છે.

---

## ભાવના ઉપનિષદ્ (સાર)

### ભાવનાનું નિરૂપણ

મનુષ્યે જ્ઞાતાની હોતારૂપે, જ્ઞાનની અગ્નિરૂપે તથા જ્ઞેયની હવિષરૂપે ભાવના કરવી જોઈએ. આ ત્રણે એકરૂપે છે, એ પ્રમાણે ભાવના કરવાથી શ્રી ચક્રનું પૂજન થાય છે. ઇડા, પિંગલા તથા સુષુમ્ણા આદિ અનેક નાડીઓ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, તથા સમાન આ રીતે પાંચ પ્રકારના પ્રાણવાયુઓ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ રીતે પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયો છે. મનુષ્યે ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, પ્રદક્ષિણા તથા નમસ્કારની નીચે પ્રમાણે ભાવના કરવી. સચ્ચિદાનંદનું પરિપૂર્ણ સ્મરણ કરવું, તે રૂપી ગંધ ચઢાવવો. સમસ્ત વિષયોનું મનની સ્થિરતાવડે અનુસંધાન કરવું તેરૂપી પુષ્પ ચઢાવવું. સર્વે વિષયોનો પરમાત્મારૂપે સ્વીકાર કરવો તે રૂપી ધૂપની ભાવના કરવી સત્ તથા ચિતરૂપી દીપ તથા દ્વૈતના અભાવરૂપી નૈવેદ્ય, ત્રણ અવસ્થાને એક કરવારરૂપી તાંબૂલ, મૂલાધારથી બ્રહ્મરંધ્રપર્યંત તથા બ્રહ્મરંધ્રથી મૂલાધારપર્યંત પ્રાણાત્માને લઈ જવો, તે રૂપી પ્રદક્ષિણા. તથા તુરીયાવસ્થારૂપ બ્રહ્મને નમસ્કાર તે રૂપી પુષ્પાંજલિની ભાવના કરવી. આ રીતે ભાવના કરવાથી મનુષ્ય જ્ઞાની બને છે.

---

## રુદ્રહૃદય ઉપનિષદ્ (સાર)

### રુદ્રભગવાનની સ્તુતિ

સર્વે દેવતાઓ રુદ્ર ભગવાનરૂપ છે, તેમજ રુદ્ર ભગવાન રૂ

દેવતાઓરૂપે છે. તેમના દક્ષિણ પાર્શ્વરૂપે સૂર્ય, બ્રહ્મા તથા ત્રણ અગ્નિ છે તથા વામ પાર્શ્વરૂપે દેવી, વિષ્ણુ તથા ચંદ્રમા છે. વળી ઉમાદેવી વિષ્ણુરૂપે તથા વિષ્ણુ ચંદ્રમારૂપે છે. ગોવિંદને નમસ્કાર કરવા તે શંકરને નમસ્કાર કરવા સમાન છે. જે મનુષ્ય હરિનું ભક્તિથી પૂજન કરે છે, તેણે રુદ્રનું પૂજન કર્યા બરાબર છે. જે શંકર ભગવાનનો દ્વેષ કરે છે તેણે વિષ્ણુનો દ્વેષ કર્યા બરાબર છે. જે શ્રી શંકર ભગવાનને ઓળખતો નથી, તેણે વિષ્ણુને પણ ઓળખ્યા નથી, એમ જાણવું. રુદ્ર જ બ્રહ્મારૂપ તથા બ્રહ્મા અગ્નિરૂપે છે. સર્વ મનુષ્યો પુરૂષરૂપે તથા મહેશ્વરરૂપે છે તથા સર્વ સ્ત્રીઓ પ્રકૃતિરૂપે અર્થાત્ ઉમારૂપે છે. આવાં પુરૂષ તથા પ્રકૃતિરૂપ મહેશ્વર તથા ઉમાને વારંવાર પ્રણામ છે. આ રુદ્ર ભગવાન્ અદસ્યરૂપે, અગ્રાહ્યરૂપે. અરૂપરૂપે, અનેત્રરૂપે અશ્રોત્રરૂપે, હાથ પગાદિથી રહિત રૂપે, નિત્યરૂપે, વ્યાપકરૂપે, સૂક્ષ્મ તથા અવ્યયરૂપે છે. વિવેકીઓ આ રુદ્રરૂપી બ્રહ્મને પોતાના શુદ્ધ અંતઃકરણવડે જૂવે છે. જ્ઞાનરૂપી અગ્નિ સંસારનું દહન કરે છે, પણ કર્મ સંસારનું દહન કરી શકતું નથી. જિજ્ઞાસુએ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા ગુરુની પાસે સમિત્ હાથમાં લઇ જ્ઞાનની પ્રાપ્તિ અર્થે જવું જોઇએ. જો શિષ્યને અધિકાર પ્રાપ્ત થયો હોય તો ગુરૂએ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. જે શિવ અવિદ્યારૂપી બંધનનો નાશ કરનારા છે તથા જે અવિનાશી તથા સત્યરૂપે કહેવાય છે તેનું મુમુક્ષુએ ધ્યાન કરવું જોઈએ. શુદ્ધ અંતઃકરણવાળા આવા રુદ્રને જાણવા શક્તિમાન્ થાય છે. જે આ બ્રહ્મને જાણે છે; તે જ બ્રહ્મરૂપે થઈ શકે છે.

---

## યોગકુંડલી ઉપનિષદ્ (સાર)

### યોગ નિરૂપણ.

વાસના તથા પ્રાણવાયુ એમ ચિત્તના બે હેતુઓ છે. આ એમાંથી એકનો નાશ થવાથી બેઉનો નાશ થાય છે. યોગીએ પ્રથમ પ્રાણવાયુ ઉપર જય મેળવવો. આ જય મિતાહાર, આસન તથા શક્તિચાલન આ ત્રણ ઉપાયવડે થાય છે. મિતાહાર એટલે સ્નિગ્ધ તથા મધુર આહાર પોણભાગ જેટલો લેવો. મુખ્ય આસન બે પ્રકારનાં છેઃ—પદ્માસન તથા વજ્રાસન. બેઉ પગની પાટલીઓ બેઉ ઉરૂ ઉપર રાખી સરળ બેસવું તેને પદ્માસન કહે છે. ડાબા પગની પાની કાંધની નીચે રાખવી તથા જમણા પગની પાની તેના ઉપર રાખવી તેમ જ ડોક, માથું તથા ધડને સમાન રાખવાં. આને વજ્રાસન કહે

છે. કુંડલીરૂપી શક્તિને પોતાના સ્થાનમાંથી ભ્રકુટીના મધ્યભાગમાં લાવવી, તેને શક્તિચાલન કહે છે. જ્યારે પ્રાણવાયુ ઇડા નામની નાડીમા વહેતો હોય ત્યારે મનુષ્યે પદ્માસન વાળી બેસવું ત્યાર પછી ઇડાને સુષુમ્ણામાં ખેંચવી. આમ કરવાથી કુંડલી સુષુમ્ણાને વિષે જાય છે. પેટને ખેંચવાથી તથા કંઠનો સંકોચ કરવાથી પ્રાણવાયુ સુષુમ્ણા નાડીમાં જવા લાગે છે. આ ક્રિયા કરવાથી ઉદરના રોગનો નાશ થાય છે. પ્રાણવાયુને રોકવો, તેને કુંભક કહે છે. પવિત્ર, નિર્જન તથા સરખા આસનપર પદ્માસન વાળી પિંગલા નાડી દ્વારા વાયુને ધીરે ધીરે અંદર ખેંચવો, તેને કુંભક કહે છે. પછી ઇડાવડે રેચક કરવો રેચકવડે વાતદોષ તથા કૃમિદોષ નાશ પામે છે. આ રીતે સૂર્ય નાડીવડે પૂરક તથા રેચક કર્યા કરવો. પછી જ્યારે શ્રમ જણાય ત્યારે પૂરક કર્યા પછી કુંભક કરવો. ત્યાર પછી પૂરક કરી, કુંભક કરવો તથા સૂર્યાદિ નાડીવડે રેચક કરવો કનિષ્ઠ પ્રાણાયામને લીધે પરસેવો, મધ્યમ પ્રાણાયામથી કંપ તથા ઉત્તમ પ્રાણાયામ કરવાથી વાયુ બ્રહ્મરંધ્રમાં જઇ શકે છે બાર પ્રાણાયામથી પ્રત્યાહાર, બાર પ્રત્યાહારથી ધારણા, બાર ધારણાથી ધ્યાન તથા બાર ધ્યાનવડે સમાધિ કહેવાય છે યોગીએ બેસી પદ્માસન વાળી, નાસાના અગ્ર ભાગપર દૃષ્ટિ રાખી, પ્રાણાયામનો અભ્યાસ કરવો. જો પ્રાણાયામ યોગ્ય થાય છે તો સર્વ રોગનો નાશ થાય છે, પણ અયોગ્ય પ્રાણાયામને લીધે સર્વ રોગની ઉત્પત્તિ થાય છે. પ્રાણાયામના દોષને લીધે હેડકી, ઉધરસ આદિ અનેક રોગો થાય છે. સર્વ ઇંદ્રિયોને પોતે પોતાના વિષયોમાંથી પાછી ખેંચી લેવી, તેને પ્રત્યાહાર કહે છે.

---

## ભસ્મ જાબાલ ઉપનિષદ (સાર)

### ભસ્મનો વિધિ

કોઇ પણ દ્વિજે જ્યાં સુધી ભસ્મ ધારણ ન કરી હોય ત્યાં સુધી હોમ, તર્પણ, ભોજન તેમ જ જળપાન કરવું નહિ. જ્યારે મનુષ્ય મંત્રવડે મંત્રેલી ભસ્મ લલાટપર ધારણ કરે છે ત્યારે તે પવિત્ર થાય છે. લલાટ તેમ જ અન્ય સ્થાન પ્રતિ ત્રિપુંડ્ર ધારણ કરી રુદ્રાક્ષને ધારણ કરવી. તેમાં મસ્તકપર ચાળીસ, શિખા ઉપર એક અથવા ત્રણ, બેઉ શ્રોત્ર ઉપર બાર, કંઠ ઉપર બત્રીશ, બે હાથપર સોળ સોળ, મણિબંધ પર બાર બાર તથા અંગુઠામાં ૭ ૭ ગ

ક્ષ ધારણ કરવી. ૐ નમઃ શિવાય આ મંત્ર જીવને સંસારસાગરમાંથી તારનાર છે. મહેશ્વર જીવની પરમ ગતિરૂપે છે. મહેશ્વરમાંથી સર્વે ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય છે. તેના ભયથી વાયુ વાય છે, સૂર્ય ઉદય પામે છે, અગ્નિ તથા ઇન્દ્ર પોતપોતાનું કામ કરે છે. તે સર્વના અધિષ્ઠાતા તથા પાલકરૂપે છે તે પૃથ્વી જળ તેજાદિ સર્વરૂપે છે. આ પરબ્રહ્મ મહેશ્વર પગ રહિત છતાં ગમન કરવાવાળા, હાથ ન હોવા છતા કર્મ કરવાવાળા, શ્રોત્ર ન છતાં સાંભળવાવાળા તથા ચક્ષુ રહિત છતા સર્વત્ર જોવાવાળા છે. આ પરબ્રહ્મને ઓળખવાથી સંસારના બંધનથી મનુષ્ય મુક્ત થાય છે.

## રુદ્રાક્ષ જાબાલ (સાર)

### રુદ્રાક્ષમહિમા

રુદ્રના આંખમાંથી જે અશ્રુઓ પડયાં તેમાંથી રુદ્રાક્ષ વૃક્ષની ઉત્પત્તિ થઈ છે રુદ્રાક્ષ ધારણ કરવાથી તેમ જ રુદ્રાક્ષની માળાવડે જપ કરવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે જે રુદ્રાક્ષ આંમળાના ફળ જેવડી હોય, તે શ્રેષ્ઠ ગણાય છે. જે બોર જેવડી હોય તે મધ્યમ ગણાય છે તથા ચણા જેવડી રુદ્રાક્ષ કનિષ્ઠ ગણાય છે ધોળી રુદ્રાક્ષ બ્રાહ્મણરૂપે, રાતી રુદ્રાક્ષ ક્ષત્રિયરૂપે, પીળી રુદ્રાક્ષ વૈશ્યરૂપે તથા કાળી રુદ્રાક્ષ શુદ્રરૂપે કહેવાય છે. આથી બ્રાહ્મણે શ્વેત, ક્ષત્રિયે રાતી, વૈશ્યે પીળી તથા શૂદ્રે કાળી રુદ્રાક્ષ ધારણ કરવી સમાન, સ્નિગ્ધ, સ્થૂલ તથા કાંટાવાળી રુદ્રાક્ષ શુભ ગણાય છે. રુદ્રાક્ષની માળા રેશમી દોરાથી પરોવી શરીરપર ધારણ કરવી શિખામાં એક, મસ્તકપર ત્રણસો, ગળામા છત્રીસ, બેઉ હાથના મધ્યમા સોળ સોળ, મણિબંધ બારબાર, કાંધપર પાંચસો, તથા જનોઇની માફક એકસો ને આઠ રુદ્રાક્ષની માળા ધારણ કરવી એક મુખવાળી રુદ્રાક્ષ બ્રહ્મરૂપે, બે મુખવાળી રુદ્રાક્ષ અર્ધનારીશ્વરરૂપે, ત્રણ મુખવાળો રુદ્રાક્ષ ત્રણ અગ્નિરૂપે, તથા ચાર મુખવાળી રુદ્રાક્ષ બ્રહ્મારૂપે, પાંચ મુખવાળી શિવરૂપે, છ મુખવાળી કાર્તિકેયરૂપે, સાત મુખવાળી ગ્રાનસપત્તિરૂપે, આઠ મુખવાળી વસુઓરૂપે, નવ મુખવાળી નવ શક્તિરૂપે, દશ મુખવાળી શાંતિરૂપે, અગિયાર મુખવાળી સૌભાગ્યની વૃદ્ધિરૂપે તથા બાર મુખવળી રુદ્રાક્ષ મહા વિષ્ણુરૂપ અથવા દ્વાદશ આદિત્યરૂપે છે. તેર મુખવાળી કામદેવરૂપે તથા ચૌદ મુખવાળી વ્યાધિના નાશ કર્તારૂપે છે.

વાળી રુદ્રાક્ષ મહા વિષ્ણુ રૂપ અથવા દ્વાદશ આદિત્યરૂપે છે તેર મુખવાળી કામદેવ રૂપ તથા ચૌદ મુખવાળી વ્યાધિના નાશ કર્તારૂપે છે.

# ગણપતિ ઉપનિષદ (સાર)

## ગણપતિનિરૂપણ

હે ગણપતિ ! આપ કર્તારૂપ, સર્વને ધારણ કરનારા તથા નાશકર્તારૂપે છો. આપ પરબ્રહ્મરૂપ તથા આત્મારૂપ છો. આપ મારૂં રક્ષણ કરો, શ્રોતાનું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો, દાતાનું રક્ષણ કરો, શિષ્યનું રક્ષણ કરો. આપ ચિન્મય, આનંદરૂપ, અદ્વિતીય, સચ્ચિદાનંદ તથા વિજ્ઞાનમય છો. આપનામાંથી આ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. આપ પૃથ્વી, અપ્ તેજ, વાયુ તથા આકાશરૂપ, ચાર વેદોરૂપ, ત્રણ ગુણથી પર, ત્રણકાળથી પર, ત્રણ શરીરથી પર, મૂલાધારમાં રહેલા તથા ત્રણ શક્તિરૂપ છો. આપનું યોગીઓ સર્વદા ધ્યાન કરે છે. આપ રુદ્ર, વિષ્ણુ, ઇન્દ્ર, અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, બ્રહ્મ તથા ત્રણ લોકરૂપ છો. ગકાર આપનું પૂર્વરૂપ, અકાર મધ્યમરૂપ, અનુસ્વાર અન્ત્યરૂપ, બિંદુ ઉત્તરરૂપ, નાદ સંધાનરૂપ તથા સંહિતા સંધિરૂપ, છે. આ ગણેશ વિદ્યા કહેવાય છે. **ॐ गं गणपतये नमः एकदन्ताय विद्महे वक्रतुंडाय धीमहि तन्नोदंति. प्रचोदयात्** આ ગણપતિનો મંત્ર છે. એક દાંતવાળા, ચાર હાથવાળા, પાશ તથા અંકુશને ધારણ કરવાવાળા, અભય તથા વરદ હાથને ધારણ કરવાવાળા, ધ્વજમાં ઉંદર છે જેના એવા, રક્ત, લંબોદર, સુપડાજેવા કાનવાળા, રક્ત વસ્ત્રવાળા, શરીરપર રક્ત ગંધવાળા, રક્ત પુષ્પવડે પૂજવામાં આવતા, ભક્તનાપર દયા કરવાવાળા. જગતના કારણરૂપ, ઉત્તમરૂપ, સૃષ્ટિના આદિ પ્રકટ થયેલા, પ્રકૃતિપુરૂષથી શ્રેષ્ઠ એવા દેવનું જે સદા ધ્યાન કરે છે, તે યોગી તથા યોગીઓમાં શ્રેષ્ઠ છે. જે દૂર્વાકુરવડે ગણપતિનું યજન કરે છે તે વૈશ્રવણના સરખો થાય છે. જે ધાણીવડે એનું યજન કરે છે તે યશવાળો થાય છે. જે તેનું હજાર મોદકવડે યજન કરે છે, તે ઇચ્છિત ફળને મેળવે છે. સૂર્ય ગ્રહણમાં મહા નદી વિષે અથવા ગણપતિની પ્રતિમા સન્મુખ તેનો જપ કરે છે, તે સિદ્ધ મંત્રવાળો થાય છે તથા મહા પાપમાંથી મુક્ત થાય છે. તે મહા દોષમાંથી મુક્ત થાય છે. તે સર્વજ્ઞ થાય છે.

# શ્રી જાબાલ દર્શન ઉપનિષદ્ (સાર)

## દત્તાત્રેય તથા સાંકૃતિનો સંવાદ

આ ઉપનિષદનું બીજુ નામ દર્શનોપનિષદ્ છે. દત્તાત્રેય કૃત નામના મુનિને નીચે પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.

આઠ અંગો નીચે પ્રમાણે છે:—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ. યમ દશ પ્રકારનો છે. જેમકે અહિંસા, અસ્તેય, સત્ય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર તથા શૌચ. કોઈ પણ પ્રાણીને દુઃખ ન દેવું તે અહિંસા, જેવું જોયું હોય તેવું જ કહેવું તે સત્ય, અન્યની સુવર્ણાદિ વસ્તુ લેતાં મનને રોકવું તે અસ્તેય, મન, વાણી તથા શરીરવડે પારકી સ્ત્રીનો ત્યાગ તેમ જ ઋતુકાળે પોતાની સ્ત્રીનો જે ત્યાગ તે બ્રહ્મચર્ય, મન, વાણી તથા શરીરવડે સર્વ પ્રાણીમાત્રપર દયા રાખવી તે દયા, પુત્ર, મિત્ર તથા શત્રુ આદિ સર્વ તરફ સમભાવ તે આર્જવ, શત્રુએ દુઃખ આપવા છતાં તેનાપર ગુસ્સે ન થવું તે ક્ષમા, જ્ઞાનવડે સંસારનો મોક્ષ છે એવો જે વિચાર તે ધૃતિ, આહારનો ચોથા ભાગ બાકી-રાખી જમવું તે મિતાહાર, તથા દેહને સ્નાનાદિથી તથા માટી આદિથી સાફ કરવો તે બાહ્ય શૌચ તથા હું શુદ્ધરૂપે છું એમ માનવુ તે આંતર શૌચ કહેવાય છે. જે મનુષ્ય આંતર શુદ્ધિનો ત્યાગ કરી કેવળ બાહ્ય શૌચની પાછળ મંડયા રહે છે, તેમણે સુવર્ણને ત્યાગી માટીનું ઢેફું ગ્રહણ કર્યા બરાબર છે. જ્ઞાનરૂપી અમૃતવડે તૃપ્ત થયેલાને કાંઈ પણ કર્તવ્ય હોતું નથી. નિયમ દશ છે જેવા કે તપ, સંતોષ આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતશ્રવણ, હ્રી, મતિ, જપ તથા વ્રત. કૃચ્છ્ર ચાંદ્રાયણાદિવડે શરીરનું શોષણ કરવું તે તપ અથવા તો મોક્ષ શું છે તથા મને સંસારની પ્રાપ્તિ કેમ થઈ શકે તેનો જે વિચાર તે તપ. પ્રારબ્ધ પ્રમાણે જે કાંઈ મળે તેનાપર સંતુષ્ટ રહેવું તે સંતોષ અથવા તો સર્વ પ્રકારના ભોગોમાં આસક્તિ ન રાખવી તેનું નામ સંતોષ. શ્રૌતાદિ કર્મમાં જે આસ્તિક બુદ્ધિ રાખવી તેનું નામ આસ્તિક્ય. ન્યાયવડે મળેલા ધનમાંથી સુપાત્રને આપવું તેનું નામ દાન. રાગાદિ દોષથી રહિત હૃદયવડે, અસત્યાદિ દોષથી રહિત વાણીવડે તથા હિંસાદિથી રહિત જે કાંઈ કર્મ તેનું નામ ઈશ્વરપૂજન; સત્યરૂપ તથા જ્ઞાનરૂપ જે કાંઈ તત્ત્વ છે તે બ્રહ્મરૂપ છે, એમ જે જાણવું તે સિદ્ધાંતશ્રવણ છે, કુત્સિત કર્મની અંદર જે લજ્જા તેનું નામ હ્રી છે. વૈદિક કર્મમાં જે શ્રદ્ધા તે મતિ. આચાર્યે ઉપદેશ કરેલા વૈદિક મંત્રનો જે ઉપદેશ તે જપ કહેવાય છે. યોગીએ પૂરક, કુંભક તથા રેચકવડે પ્રાણાયામ કરવા આ રીતે પ્રાણાયામ કરવાથી નાડીઓની શુદ્ધિ થાય છે. ત્યાર પછી શુદ્ધ જ્ઞાન થવાવડે અજ્ઞાનરૂપી મળ ધોવાઈજાય છે તથા ચિત્ત શુદ્ધ થવાથી આત્માનો સાક્ષાત્કાર

થાય છે. પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિવડે યોગી સર્વ ભૂતોને પોતાના આત્મા વિષે જોઇ શકે છે તથા તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

---

## તારસાર ઉપનિષદ્ (સાર)

### મોક્ષનિરૂપણ

ॐ **नमो नारायणाय** આ રીતના તારક નામના મંત્રવડે જીવ મુક્તિને પામે છે. તારક મંત્ર ચૈતન્યરૂપે હોવાથી તેની ઉપાસના કરવી. ॐ એ અક્ષર પુરૂષરૂપે તથા **नमः** આ બે અક્ષરો પ્રકૃતિરૂપે છે. હવે **नारायणाय** આ પાંચ અક્ષરો પરબ્રહ્મ સ્વરૂપે છે. ॐ બ્રહ્મારૂપ, **न** વિષ્ણુરૂપ, **म** રૂદ્રરૂપ, **न** ઈશ્વરરૂપ, **र** વિરાટ્રૂપ, **य** પુરૂષરૂપ, **ण** ભગવાનરૂપ, તથા **य** પરમાત્મારૂપ છે. નારાયણના આ આઠ અક્ષરો પરમ પુરૂષરૂપે છે. કારણ કે પ્રથમ અક્ષરરૂપે અકાર, દ્વિતીય અક્ષરરૂપે ઉકાર, તૃતીય અક્ષરરૂપે મકાર, ચોથા અક્ષરરૂપે અર્ધબિંદુ, પંચમ અક્ષરરૂપે નાદ, છઠ્ઠા અક્ષરરૂપે કળા, સાતમા અક્ષરરૂપે કળાતીત તથા આઠમો અક્ષર પરરૂપે છે. તેમાં અકાર જાંબવાનરૂપે, ઉકાર સુગ્રીવરૂપે, મકાર હનુમાનરૂપે, બિંદુ શત્રુઘ્નરૂપે, નાદ ભરત રૂપે, કળા લક્ષ્મણરૂપે, સીતા કલાતીત રૂપે તથા રામ પરરૂપે છે. તે સર્વરૂપ તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણકાળરૂપે છે. આ પરમાત્મારૂપ તારકમંત્રનો જપ કરવાથી પુરૂષ પવિત્ર થાય છે.

## મહાવાક્ય ઉપનિષદ્ (સાર)

### સૂર્યની સ્થિતિ

આદિત્ય બ્રહ્મરૂપ છે. સૂર્યરૂપે હું પોતે છુ. આ રીતે સચ્ચિદાનંદરૂપ આદિત્ય ભગવાનનું ધ્યાન કરવાથી બ્રહ્મનો આવિર્ભાવ થાય છે. આ રીતનો આવિર્ભાવ થવાથી વિદ્વાન્ મોક્ષને પામે છે. આ સિવાય મોક્ષનુ બીજું સાધન નથી. સૂર્ય જે પરમ જ્યોતિરૂપ, કલ્યાણરૂપ, આત્મજ્યોતિરૂપ, શુદ્ધરૂપ તથા સર્વ જ્યોતિરૂપ છે તે રૂપે હુ પોતે છું. આ પ્રમાણે જાણવાથી મનુષ્ય પવિત્ર થાય છે.

---

## પંચ બ્રહ્મ ઉપનિષદ (સાર)

### મહેશ્વરનાં પંચમુખ

સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે મહેશ્વર ભગવાન્ પાંચમુખવાળા હતા. જેમકે સદ્યોજાત, અઘોર, વામદેવ, તત્પુરૂષ તથા ઈશાન. આ પરથી

મહાદેવ પાંચ નામવાળા કહેવાય છે. તે સર્વના નિયામક હોવાથી દેવો પણ તેમના મહિમાને જાણી શકવા સમર્થ નથી, કારણ ઇન્દ્રાદિ દેવો પણ તેમની માયાવડે મોહિત થયેલા છે. મહાદેવનું સ્વરૂપ એવું છે કે, તે ચક્ષુનો અવિષય છે. આ સર્વ જે દશ્યરૂપે છે તે પરબ્રહ્મ મહેશ્વરરૂપે છે. સર્વ દશ્ય વસ્તુનો પોતાના આત્મામાં લય કરી હું શિવરૂપે છું એમ જે જાણે છે, તે વિદ્વાન અવિનાશી બ્રહ્મરૂપે થાય છે. યોગીએ પંચાક્ષરવાળા મહાદેવનો સર્વદા જપ કરવો જોઇએ. કારણ કાર્યથી ભિન્ન હોતું નથી, અર્થાત્ બેઉ એકરૂપે છે, એમ વિવેકીએ જાણવું જોઇએ. કારણરૂપે ખરૂં જોતાં કાર્ય સત્યરૂપે છે તથા તેમાં જે ભેદ કહેવો તેજ મિથ્યા છે. આ જગતનું કારણ શુદ્ધ ચૈતન્ય છે, જે હૃદયાકાશમાં સચ્ચિદાનંદ શિવરૂપે છે. મુમુક્ષુએ આ શુદ્ધ ચૈતન્યની પ્રાપ્તિમાટે પ્રયાસ કરવો જોઇએ.

---

## પ્રાણાગ્નિહોત્ર ઉપનિષદ્ (સાર

### પ્રાણાદિ નિરૂપણ

કનિષ્ઠિકા તથા અંગુઠાવડે પ્રાણમાં, અનામિકા તથા અંગુઠાવડે અપાનમાં, મધ્યમા તથા અંગુઠવડે વ્યાનમાં, તર્જની તથા અંગુઠવડે સમાનમાં તથા સર્વ આંગળી અને અંગુઠવડે ઉદાનમાં ગ્રાસરૂપે આહુતિ આપવી જોઇએ. આ શરીર વિષે થનારા યજ્ઞમાં આત્મા યજમાન રૂપે, બુદ્ધિ પત્નીરૂપે, વેદો મહા ઋત્વિજોરૂપે, અહંકાર અધ્વર્યુરૂપે, ચિત્ત હોતારૂપે, પ્રાણ છંદસીરૂપે, અપાન પ્રસ્થાતારૂપે, વ્યાન પ્રસ્તોતારૂપે, સમાન મૈત્રાવરૂણ રૂપે ઉદાન ઉદ્ગાતારૂપે, શરીર વેદીરૂપે, નાસિકા ઉત્તર વેદીરૂપે, મૂર્ધા દ્રોણ કળશરૂપે, દક્ષિણ હસ્તસુવરૂપે વામહસ્ત આજ્યસ્થાલીરૂપે, શ્રોત્ર ઘીરૂપે, ગ્રીવા પવમાનનુ અધ્યયન કરનાર રૂપે, તન્માત્રા સભાસદરૂપે, મહાભૂતો યજ્ઞક્રિયારૂપે, શરીર માહેલાં ભૂતો યજ્ઞાગોરૂપે, જીભ ઇડારૂપે, દાંત તથા હોઠ સૂક્ત વાકરૂપે, તાલુ આશીર્વાદરૂપે, સ્મૃતિ દયારૂપે, ક્ષમા અહિંસારૂપે, ૐકાર મૂળરૂપે, આશા રજ્જુરૂપે, મન રથરૂપે, કામ પશુરૂપે, કેશ દર્ભરૂપે, જ્ઞાનેન્દ્રિયો યજ્ઞનાં પાત્રોરૂપે, કર્મેન્દ્રિયો હવિષરૂપે, અહિંસા ઇષ્ટિરૂપે, ત્યાગ દક્ષિણારૂપે, તથા મરણ અવભૃથરૂપે છે. સર્વ દેવોની સ્થિતિ આ શરીરમાં જ છે.

---

## ગોપાલ તાપનીય ઉપનિષદ્ (સાર)

### પૂર્વ તાપિની—બ્રહ્મા તથા મુનિઓનો સંવાદ

મુનિઓ બ્રહ્માને પૂછવા લાગ્યાઃ-હે બ્રહ્મન્! પરમદેવ કોણ છે? મૃત્યુ કોનાથી ભય પામે છે? કોનું જ્ઞાન થવાથી સમગ્રનું જ્ઞાન થાય છે? તથા કોનાવડે આ વિશ્વ ચાલે છે? બ્રહ્મા બોલ્યાઃ-શ્રીકૃષ્ણ પરમ દેવ છે, મૃત્યુ ગોવિંદથી ભય પામે છે, ગોપીજનવલ્લભના જ્ઞાનવડે જગતનું જ્ઞાન થાય છે તથા સ્વાહાવડે આ જગત્ ચાલે છે. મુનિઓ બોલ્યા,-કૃષ્ણ કોણ છે? ગોવિંદ કોણ છે,? ગોપીજનવલ્લભ કોણ છે તથા સ્વાહા કોણ છે? ત્યારે બ્રહ્માએ કહ્યું;-ભક્તના હૃદયમાંથી પાપનું આકર્ષણ કરે તે કૃષ્ણ, ગાય, ભૂમિ તથા વેદવડે જણાયલા તથા ગોપીજનની વિદ્યાને પ્રેરણા કરવાવાળા તે ગોપીજનવલ્લભ તથા તેમની જે માયા તે સ્વાહા. જે આ બ્રહ્મરૂપી કૃષ્ણનું ધ્યાન કરે છે, તેમાં પ્રીતિ કરે છે તથા તેને ભજે છે તે અમૃતરૂપ થાય છે. મુનિઓએ કહ્યુ; તેનું રૂપ, રસ તથા તેનું ભજન કેવી રીતે થઇ શકે? બ્રહ્મા બોલ્યા; તે એક, સર્વને વશ વર્તનારા, તથા સર્વવ્યાપક છે. તે એક છતાં અનેક પ્રકારે પ્રકાશે છે. જે સ્થિર બુદ્ધિ રાખી તેનું ભજન કરે છે, તેને નિત્યસુખની પ્રાપ્તિ થાય છે, જે આકાશાદિથી પણ વધારે નિત્ય, મન આદિથી પણ વધારે ચેતનરૂપ, સર્વ જીવને કર્માનુસાર ભોગ આપનાર તથા યજન કરનારને અવિનાશી સિદ્ધિ આપનાર છે. જે શ્રીકૃષ્ણ બ્રહ્માને ઉત્પન્ન કરે છે તથા તેમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે, તે સ્વયંપ્રકાશ પરમાત્માને શરણે મુમુક્ષુએ જવું જોઇએ. ॐ क्लीं कृष्णाय, ॐ गोविंदाय, ॐ गोपीजनवल्लभाय, ॐ स्वाहौम् એવો જપ કરનાર પરમાત્માના રૂપનું દર્શન મેળવે છે, માટે મુમુક્ષુએ મોક્ષ અર્થે ઉપરના મંત્રનો જપ કરવો. આ પરમાત્માની સ્તુતિ કરવાથી તથા તેમના મંત્રનો જપ કરવાથી મનુષ્ય સંસારના પારને પામે છે. મન તથા ઇન્દ્રિયોથી પર શ્રીકૃષ્ણ ઉત્કૃષ્ટ દેવ હોવાથી તેનું ધ્યાન સ્મરણાદિ મનુષ્યે અવશ્ય કરવું.

---

### ઉત્તર તાપિની—દુર્વાસા તથા ગોપીઓનો સંવાદ.

એક સમય વ્રજની સ્ત્રીઓ જેઓ કામનાવળી હતી, તે શ્રીકૃષ્ણ સમીપ રાત્રી ગાળી સર્વેશ્વર એવા શ્રીકૃષ્ણને કહેવા લાગી કે, હે કૃષ્ણ! કોઈ પણ બ્રાહ્મણને ભિક્ષા આજે આપવી છે, માટે

કોને આપીએ ? ત્યારે કૃષ્ણે કહ્યું કે, દુર્વાસાને ભિક્ષા આપો. સ્ત્રીઓએ કહ્યું કે, અમે યમુના નદીને ઓળંગી સામે પાર કેવી રીતે દુર્વાસાને ભિક્ષા આપવા જઈ શકીએ. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, કૃષ્ણ બ્રહ્મચારી છે એમ કહી તમે યમુનાના જળ પાસે જશો ત્યારે યમુના તમને માર્ગ આપશે. ગોપીઓએ તે પ્રમાણે કરવાથી યમુનાએ માર્ગ આપ્યો. પછી મુનિ દુર્વાસાને ભિક્ષા કરાવી પાછા ફરતી વખતે ગોપીઓએ તેને પૂછ્યુ કે, અમે યમુના ઓળંગી સામે પાર કેવી રીતે જઇએ ? ત્યારે મુનિએ કહ્યું કે સદા અપવાસી એવા દુર્વાસા મુનિનું સ્મરણ કરવાથી યમુના તમને માર્ગ આપશે. આ સમયે વ્રજ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી ગાંધર્વીએ પૂછ્યુ કે, કૃષ્ણ બ્રહ્મચારી કેવી રીતે તેમજ દુર્વાસા મુનિ સદા અપવાસી કેવી રીતે કહેવાઈ શકે ? ત્યારે મુનિએ કહ્યું; આકાશ શબ્દવાળું છે તથા આકાશ શબ્દથી ભિન્ન આત્મા છે. આકાશ આત્મામા રહે છે તેમ જ આત્મા આકાશમાં રહે છે. છતાં આકાશ તેને જાણતું નથી. તે જ પ્રમાણે વાયુ, અગ્નિ, રસ તથા પૃથ્વીમા આત્મા રહેલો છતો તેઓ તેને જાણતાં નથી. હું કે જે સર્વસંગરહિત આત્મા છુ, તે કેવી રીતે ભોક્તા થઈ શકે ? જ્યારે સર્વ-મન, ઇન્દ્રિયો તથા વિષયો, સર્વ આત્મારૂપ છે તો પછી કોણ કોનું મનન કરે છે ? તથા કોણ કયાં ગમન કરે છે ? આ જે શ્રીકૃષ્ણ છે, તે શરીરદ્વયના કારણરૂપ હોવાથી સૌથી વધારે પ્રિય છે. બે પક્ષીઓ છે. હુ બ્રહ્મમાંથી થયો છું. બે પક્ષીઓમાંથી એક ભોક્તારૂપ તથા એક સાક્ષીરૂપે છે. આથી એક ભોક્તા તથા બીજો અભોક્તા છે. જે કામવડે કામનાની કામના કરે છે, તે કામનાવાળો થાય છે. પણ જે નિષ્કામવડે કામના ધરાવે છે, તે નિષ્કામી થાય છે. આત્મા જન્મજરાથી ભિન્ન, અચલ તથા અવયવથી રહિત છે. જે સૂર્યમાં તથા ઇન્દ્રિયોમાં છે, જે ઇન્દ્રિયોના વિષયોનુ પાલન કરે છે, જે સર્વ દેવમાં સ્થિતિ કરે છે, જે સર્વ દેવવડે ગવાય છે, જે સર્વ ભૂત માત્રમાં પ્રવેશ કરી ભૂતોને ધારણ કરે છે તે સર્વના સ્વામીરૂપ છે. આ સાંભળી ગાધર્વી નામની ગોપીએ પૂછ્યું કે, ગોપાલે આપણામાં કેવી રીતે જન્મ લીધો. તથા હે મુનિ ! આપે એમને કેવી રીતે ઓળખ્યા ? સાક્ષાત્ પ્રકૃતિથી પર આત્મા એવા ગોપાળ ભૂમિપર કેમ ઉતર્યા ? મુનિએ કહ્યું; આ નારાયણ ભગવાન વિષે સર્વ લોક ઓતપ્રોત છે, તેમના હૃદયકમળમાંથી બ્રહ્મા થયા. જ્યા-

રે આ બ્રહ્માએ તપ કર્યું ત્યારે ભગવાને તેમને વરદાન આપ્યું. ત્યારે બ્રહ્માએ પૂછ્યું કે સર્વ અવતારોમાં શ્રેષ્ઠ અવતાર આપનો કયો છે, કે જે અવતારથી લોકો સંતુષ્ટ થાયછે તથા જેનું સ્મરણ કરવાથી આ સંસારમાંથી જીવની મુક્તિ થાય છે. ત્યારે નારાયણ ભગવાને કહ્યું; મેરુના શિખરપર જેમ સકામ્ય એવી સાત પુરીઓ છે, તેમ નિષ્કામ્ય છતાં સકામ્ય એવી સાત પુરીઓ ભૂગોપાલ ચક્રમાં છે. આ સર્વ પુરીના મધ્યમાં બ્રહ્મગોપાલથી રક્ષણ કરાયલી પુરી છે. આ પુરી સકામ્ય તથા નિષ્કામરૂપે સર્વ ભૂતોને તથા દેવોને છે. જેમ સરોવરમાં કમળ સ્થિતિ કરે છે તેમ ભૂમિમાં આ પરમાત્મા સ્થિતિ કરે છે. અર્થાત્ કમળ જેમ પાણીથી નિર્લેપ છે તેમ તેઓ નિર્લેપ છે. ભગવાનની મથુરા નામની પુરી ચક્રવડે રક્ષણ કરાયલી છે. આથી મથુરાનું નામ ગોપાલપુરી છે. વળી બૃહદ્વન, મધુવન, તાલવન, કામવન, બહુલવન, કુમુદવન, ખદિરવન, ભદ્રવન, ભાંડીરવન, શ્રીવન, લોહવન તથા વૃંદાવન આ બારવનવડે મથુરા પુરી વિંટાયલી છે. દેવો, ગંધર્વો, મનુષ્યો નાગેન્દ્રો, તથા કિન્નરો આ વનોમાં ગાન તથા નૃત્ય કરે છે. બ્રહ્મ એક તથા અદ્વય છે. પણ માયાવડે તે ચારરૂપે થાય છે. રોહિણીપુત્ર બળભદ્ર વિશ્વરૂપ તથા અકારરૂપ છે. પ્રદ્યુમ્ન તૈજસરૂપ તથા ઉકાર અક્ષરરૂપ છે. અનિરૂદ્ધ પ્રાજ્ઞસ્વરૂપે તથા મકારરૂપ છે તથા અર્ધમાત્રારૂપ શ્રી કૃષ્ણ પરમાત્મા છે, કે જેને વિષે વિશ્વ રહેલુ છે. જગતને કરનારી કૃષ્ણાત્મિકા રૂક્મિણી મૂળ પ્રકૃતિરૂપે છે ગોપાળ ૐકારથી થયેલ તથા વિશ્વમાં સ્થિતિ કરનારા છે. મથુરામાં મારું ધ્યાન કરતો મોક્ષને પામે છે. આઠ પત્રવાળું વિકસિત હૃદયકમળ ત્યાં રહેલુ છે. દિવ્ય ધ્વજારૂપ છત્રથી ચિન્હિત થયલા બે ચરણો ત્યાં છે. જે બ્રહ્મજ્ઞાનવડે સર્વ જગતનું મથન થાય છે અથવા જે સ્થાન મારા સારભૂત છે, તે મથુરા કહેવાય છે. જેનાવડે સૂર્ય, અગ્નિ, વાક્ તથા ચદ્રનો પ્રકાશ પોતપોતાના સ્વરૂપને ધારણ કરે છે તેને બ્રહ્મવાદીઓ કૌસ્તુભ મણિરૂપ કહે છે. સત્વ, રજ તથા તમયુક્ત એ ચાર ભુજાવાળા અહંકારરૂપે છે પંચ ભુતાત્મક શંખ રજોરૂપ હસ્તમાં રહેલ છે, મનરૂપી ચક્ર મારૂ બાળ સ્વરૂપ છે, હાથમાં રહેલ પદ્મ આદ્ય માયારૂપે છે તથા મારા હાથમાં રહેલ ગદા આદ્ય વિદ્યારૂપે જાણવી. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપ દિવ્ય બાજુબંધો છે. મારૂ નિર્ગુણ કુંડળ આદિ માયારૂપી માયાથી શણગારાયલુ

મને કૂટસ્થરૂપે, સત્વરૂપે તથા કિરીટરૂપે લોકો કહે છે. અક્ષરરૂપ ૐકાર યુગ્મ કુંડળ રૂપે છે. આ રીતે મારું ધ્યાન કરનાર મોક્ષને મેળવે છે. ગોપાળનું પારમાર્થિક સ્વરૂપ નીચે પ્રમાણે છે:–એકરૂપ, પ્રકાશરૂપ, સર્વે પ્રાણી માત્રમાં ગૂઢ, સર્વે સ્થળે વ્યાપી રહેનાર, સર્વે પ્રાણી માત્રના અંતરાત્મારૂપ, કર્મના અધ્યક્ષરૂપ, સર્વે ભૂતોના સ્થાનરૂપ, ચૈતન્યરૂપ, નિર્ગુણરૂપ, છે. આ પ્રમાણે પરમાત્માનું સ્વરૂપ કહી મુનિએ કહ્યું; હે ગાંધર્વિ ! તું તારા ગૃહપ્રતિ જા.

---

## અથ કૃષ્ણોપનિષદ્

### ગોપીઓનું અધ્યાત્મરૂપે નિરૂપણ

મહા વિષ્ણુ સ્વરૂપ તથા સચ્ચિદાનંદ લક્ષણવાળા તથા સર્વાંગે સુંદર એવા રામચંદ્રજીને જોઇ વનમાં રહેનારા મુનિઓ વિસ્મય પામ્યા. તેઓ રામચંદ્રજીને કહેવા લાગ્યા;–અમારા અવતારો શ્રેષ્ઠ કહેવાય, તે માટે અમે આપનુ આલિંગન કરીએ છીએ. ત્યારે રામચંદ્રજીએ કહ્યું; હવે પછીના કૃષ્ણાવતારમાં તમે ગોપિકાઓ થઈ મને આલિગન આપજો. બીજા જે અવતારો છે, તે ગોપરૂપે છે. અમને સ્ત્રી રૂપે કરશો નહિ. તમારા અંગના સ્પર્શથી અમે એક બીજા દેહને ધારણ કરીએ. તમે અમારો સદા સ્પર્શ કરવાવાળા થાઓ તથા તેથી અમે અવતારો ગ્રહણ કરીએ. રૂદ્ર આદિનું આ રીતનું વચન સાંભળી ભગવાન્ બોલ્યા, હું તમારા અગનો સ્પર્શ કરીશ તથા તમારું વાકય હું પૂર્ણ કરીશ. આથી દેવો હર્ષ પામ્યા તથા તેઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. બ્રહ્મા નદરૂપે થયા, યશોદા મુક્તિરૂપે તેની સ્ત્રી થઇ. ત્યાર પછી માયા ત્રણ પ્રકારની કહેવાઇ, સાત્વિકી, રાજસી તથા તામસી. આ સાત્વિકી માયા રૂદ્રમાં, રાજસી માયા બ્રહ્મામાં તથા તામસી માયા દૈત્યપક્ષમાં ગઈ એમ માયા ત્રણ પ્રકારે વહેંચાઇ ગઈ. આ વૈષ્ણવી માયા કોઇથી જિતી શકાય એમ નથી તથા તે પ્રથમ ચિંતન કરવાવડે ઉત્પન્ન થઇ છે. બ્રહ્મવિદ્યા દેવકીરૂપે છે, જેનું વેદો ગાન કરે છે. વાસુદેવ વેદરૂપ તથા કૃષ્ણ અને બળરામ વેદાર્થરૂપે છે. જે સ્તુતિ કરે છે તેણે પૃથ્વી પર આવતાર ધારણ કર્યો તથા તેણે, ગોપ, ગોપી તથા દેવોની સાથે વૃંદાવનરૂપી વનમાં ક્રીડા કરી. ગોપીઓ તથા ગાયો ઋચાઓરૂપ છે. વેત્રદંડ બ્રહ્મારૂપે છે. ભગવાન્ રૂદ્ર વેણુરૂપે થયા ઇન્દ્ર શિંગડા રૂપે થયા તથા સખા રૂપે દેવ થયા ગોકુળ વૈકુંઠરૂપે થયું તથા તેમાં તાપસો વૃક્ષોરૂપે થયા. લોભ ક્રોધ આદિ

દૈત્યરૂપે થયા તથા તિરસ્કૃત કામ કલિરૂપે થયો. માયારૂપ દેહને ધારણ કરવાવાળા ભગવાન્ હરિ ગોપરૂપે થયા. દુર્બોધ કુહકરૂપે થયો. ભગવાનની માયાવડે આ રીતે સર્વ જગત્ મોહ પામેલું છે. આ માયા સર્વ દેવોવડે પણ જિતી શકાય એમ નથી. દ્વિજ યષ્ટિ રૂપે થયા. જેણે રૂદ્રને વાંસળીરૂપે કર્યા, તેના માયારૂપ જગત્ કેવી રીતે ? વાંસળીવડે દેવોનું જ્ઞાનરૂપી બળ એક ક્ષણમાં નાશ પામ્યું. બળરામ શેષ નાગરૂપે છે તથા શાશ્વત બ્રહ્મરૂપ શ્રી કૃષ્ણ છે. જે ભગવાનની પટ્ટરાણીઓ હતી તે ઋચા તથા ઉપનિષદો છે. સ્ત્રીઓ બ્રહ્મરૂપી ઋચાઓ છે. દ્વેષ ચાણુર મલ્લરૂપે થયો તથા મત્સર મુષ્ટિક મલ્લરૂપે થયો. દર્પ કુવલયાપીડ રૂપે તથા ગર્વરૂપે બકાસુર પક્ષી થયું. રોહિણી દયા રૂપે, ધરા સત્યભામા રૂપે, મહાવ્યાધિ અઘાસુર રૂપે, કલિ કંસ રાજા રૂપે, શમ સુદામા મિત્રરૂપે, સત્ય અક્રૂર રૂપે, દમ ઉદ્ધવ રૂપે, જે શંખ છે તે પોતે લક્ષ્મી રૂપે છે. ક્ષીર સાગરમાં જેમ મેઘવૃષ્ટિ થાય છે તે રીતે તેમણે દહીંના ગોરસ ભાંગી ક્ષીર સાગર કર્યો તથા બાળક જેમ ક્ષીર સાગરમાં ક્રીડા કરતો હોય તેમ મથુરામાં ક્રીડા કરવા લાગ્યા. આ રીતે તેણે શત્રુનો સંહાર કર્યો, તથા સાધુ પુરૂષોનું રક્ષણ કર્યું. સર્વ પ્રાણી માત્રના પર કૃપા કરવા તથા રક્ષણ કરવા ધર્મરૂપ, પોતાથી ઉત્પન્ન થયેલ તથા બ્રહ્મરૂપને ધારણ કરવાવાળું ચક્ર પરમાત્માએ રચ્યું. વાયુ જયંતી પુત્ર રૂપે તથા ધર્મ ચમર રૂપે થયો. આ સર્વ પરમાત્માના પ્રકાશરૂપ છે, મહેશ્વર ખડ્ગ રૂપે, કશ્યપ ઉલૂખલ રૂપે, માતા અદિતિ રજ્જુ રૂપે, ચક્ર તથા શંખ જ્ઞાન ભાગ રૂપે છે. વિદ્વાનો જેટલાં દેવનાં રૂપો કહે છે તે દેવરૂપવડે તેઓ પરમાત્માને નમસ્કાર કરે છે. કાલિકા સર્વ શત્રુનો નાશ કરનારી ગદા રૂપે, માયા શાર્ઙ્ગ ધનુષ રૂપે, શરત્ કાળ સુભોજન રૂપે છે. આ રીતે લીલાવડે કમળના દંડારૂપ જગતને પોતાના હાથમાં પરમાત્માએ ધારણ કર્યું છે. ગરુડ ભાંડીર વડ રૂપે તથા નારદ મુનિ સુદામા રૂપે થયા. ભક્તિ વૃન્દારૂપ તથા સર્વ પ્રાણીને પ્રકાશ પાડનારી બુદ્ધિ ક્રિયારૂપે છે. આથી પરમાત્માથી ભિન્ન બીજું કાંઈ નથી. તે સર્વવ્યાપક હોવાથી તેનાથી કશું ભિન્ન નથી. પરમાત્માએ સ્વર્ગમાં રહેનારા દેવોનું વૈકુંઠ પૃથ્વી પર આ રીતે આણ્યું હતું. જે આ પ્રમાણે જાણે છે, તે સર્વ તીર્થનાં ફળ મેળવે છે તથા દેહબંધથી મુક્ત થાય છે.

## યાજ્ઞવલ્કય ઉપનિષદ્‌ (સાર)

### યાજ્ઞવલ્કયનો જનકપ્રતિ ઉપદેશ

યાજ્ઞવલ્કય જનક રાજાને કહે છે;—હે સમ્રાટ્‌! દ્વિજે બ્રહ્મચર્ય પાળ્યા પછી ગૃહસ્થાશ્રમ, ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ તથા ત્યારપછી સંન્યસ્ત આશ્રમ ધારણ કરવો. અથવા તો બ્રહ્મચર્યમાંથી તેમ જ ગૃહસ્થાશ્રમમાંથી એકદમ પણ સંન્યસ્ત દીક્ષા લેવાઈ શકે પણ એટલું ધ્યાનમાં રાખવું કે, જ્યારે પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ થાય ત્યારે જ સંન્યસ્ત દીક્ષા લેવી. શિખા તથા યજ્ઞોપવીતનો તેણે ત્યાગ કરવો તથા મે સન્યસ્ત દીક્ષા લીધી છે, એમ ત્રણ વાર કહેવું. આત્મા સંન્યાસીનું યજ્ઞોપવીત છે, કાષાય વસ્ત્રને ધારણ કરનારો, મુંડન કરાવેલ, પરિગ્રહ નહી લેનાર, પવિત્ર, દ્રોહથી રહિત તથા ભિક્ષામાંથી પ્રાણને ધારણ કરનાર સંન્યાસી બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. સંવર્તકાદિ અનેક મુનિઓ અપ્રકટ ચિહ્નવાળા, અપ્રકટ આચારવાળા, ઉન્મત્ત ન છતાં ઉન્મત્તની માફક આચરણ કરનારા, સ્ત્રી તેમ જ જગતથી દૂર રહેનારા, દ્વંદ્વભાવથી રહિત, શુદ્ધ મનવાળા, બ્રહ્મમાં સ્થિરતાને પામેલા, લાભાલાભમાં સમાન દૃષ્ટિવાળા તેમ જ કરપાત્રથી ભિક્ષાને ગ્રહણ કરવાવાળા હતા. જે સંન્યાસી મનુષ્યાદિથી રહિત ઘરમાં, તૃણના સમૂહમાં, વૃક્ષના મૂળમાં, અગ્નિહોત્રવાળા ગૃહમાં, વાલુકાય પ્રદેશમાં, પર્વતપરની ગુહામાં અથવા તો ઝરણાની સમીપ વાસ કરનારો હોય, લૈકિક પ્રયત્નથી રહિત હોય, શુભાશુભ કર્મને નિર્મૂળ કરવામાં જે ઉદ્યમી હોય, તે સંન્યાસી પરમહંસ કહેવાય છે.

જે સંન્યાસી પોતાની પહેલાનો હોય તથા ધર્મના પાલનમાં પોતાના સમાન હોય તેવા જ સંન્યાસીને સંન્યાસીએ પ્રણામ કરવા. જે પ્રમાદી, વિષયાનુરાગવાળો, કલહમાં પ્રીતિવાળો, તથા પ્રારબ્ધથી જેમનું અંતઃકરણ દુષ્ટ છે, એવા સંન્યાસીને કદી પ્રણામ કરવા નહિ. જે આત્મજ્ઞાનીએ અદ્વય બ્રહ્મમાં સ્થિતિ કરી છે, તે બાહ્ય દૃષ્ટિથી કોઇને પ્રણામ કરતો નથી. તે અશ્વ ચાંડાલાદિ સર્વ ઇશ્વરરૂપ છે, એમ માની સર્વને પ્રણામ કરે છે. જે એમ માને છે કે, ત્વચામાંસાદિથી ભરપૂર સ્ત્રીમા કોઈ પણ રીતની શોભા નથી, દુઃખથી સ્પર્શ થઇ શકે એવી, તથા અગ્નિની શિખા સમાન પુરૂષરૂપી તૃણને દહન કરનારી, સુંદર છતાં નરકાગ્નિના ઇંધનરૂપ તથા મૂઢચિત્તવાળા પુરૂષરૂપ પક્ષીને મોહરૂપી જાળમાં ફસાવનારી સ્ત્રી છે, તે જ સ્ત્રીનો ત્યાગ કરી

શકે છે તથા તેણે જ ખરી રીતે જગતનો ત્યાગ કરેલ છે. જેવી રીતે સ્ત્રીમાં તેમ જ પુત્રાદિમાં જે અનાસકિત રાખે છે તે સુખી થાય છે. જુવો કે કુમાર જો મૂર્ખ નીકળે તો પિતાને દુઃખ થાય છે.ભણવા છતાં કન્યા ન મળે તો માબાપને દુઃખ થાય છે, વ્યભિચારી નીકળે, અપ્રજાવાળો થાય, તેમજ નિર્ધન હોય તો માબાપને ઘણું દુઃખ થાય છે. માટે સર્વ સાંસારિક સંબંધમાંથી આસકિત ઉઠાડી નાંખવી. વિવેકીએ સર્વને આત્મારૂપે જોવું તથા કોઇ પર ક્રોધ કરવો નહિ. મુમુક્ષુએ અપકાર કર્યો હોય તેનાપર પણ કોપ કરવો નહિ, પણ પોતાને કોપ કરાવનારી જે વૃત્તિ છે તેનાપર જ કોપ કરવો. કારણ તે વૃત્તિ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનો નાશ કરનારી છે. સર્વ કેવળ બ્રહ્મરૂપે છે, એમ મુમુક્ષુએ ભાવના કરવી જોઈએ.

---

## વરાહોપનિષદ્ (સાર)

### વરાહ તથા ઋભુ આદિનો સંવાદ

વરાહ ભગવાનનો ઋભુ પ્રતિ ઉપદેશ—આ શરીર વિષે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, પાંચ વિષય, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એમ ચોવીસ તત્ત્વ છે. આ સર્વ તત્ત્વથી મારૂં તત્વ વિલક્ષણ છે. જો વર્ણાશ્રમ ધર્મનું પાલન કર્યું હોય, તેમ જ તપ તથા ગુરૂને પ્રસન્ન કરે તો મનુષ્યને ચાર વૈરાગ્યાદિ સાધનની પ્રાપ્તિ થાય છે. જિજ્ઞાસુએ નિત્યાનિત્યનો વિવેક, આલોક તથા પરલોકના વિષયમાં વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ તથા મુમુક્ષુતાનો અભ્યાસ કરવો જોઈએ. સર્વના સાક્ષીરૂપ આત્માને જે બ્રહ્મરૂપે ઓળખે છે, તે જ બ્રહ્મરૂપ બને છે. જેવી રીતે અંધ મનુષ્યને સમગ્ર જગત્ અંધકારાવૃત લાગે છે, પણ દેખતાને તે જગત્ પ્રકાશયુક્ત લાગે છે, તે જ પ્રમાણે અજ્ઞાનીને જગત્ દુઃખમય પ્રતીત થાય છે, પણ જ્ઞાનીને તે સુખમય લાગે છે. જ્ઞાનીને એમ જણાય છે કે, હું શાનો ત્યાગ કરી શકું એમ છું. કારણ સમગ્ર વિશ્વ મારાથી ઓતપ્રોત છે. જે પરમ હંસ સંન્યાસી સર્પની માફક મનુષ્યોનો સમાગમ ત્યજે છે, શબની માફક સ્ત્રીનો ત્યાગ કરે છે તથા વિષની માફક વિષયોનો ત્યાગ કરે છે, તે વાસુદેવ રૂપ છે. ઉપ એટલે સમીપ તથા વાસ એટલે રહેવું અર્થાત્ પરમાત્માની સમીપ રહેવું, તે ઉપવાસ શબ્દનો અર્થ છે, નહિ કે, શરીરને શોષવું તે ઉ-

પવાસ શબ્દનો અર્થ છે. જેમ મહાસર્પ રાફડાને તાડન કરવાથી મરતો નથી તેમ કેવળ કાયાનું શોષણ કરવાથી કાંઇ પણ લાભ થતો નથી. બ્રહ્મ અસ્તિત્વમાં છે એ રીતનું જે જ્ઞાન, તે પરોક્ષજ્ઞાન કહેવાય. પણ બ્રહ્મ હું પોતે જ છું એ રીતનું જ્ઞાન તે અપરોક્ષજ્ઞાન કહેવાય છે. મમતા રાખવાથી જીવને બંધનમાં પડવું પડે છે, પણ મમતાને છોડી દેવાથી જીવ મુક્ત થાય છે. એકાંત સ્થળ વિષે બ્રહ્મનું ચિંતન કરવું. અધિકારી પ્રતિ તેનું કથન તથા સર્વદા બ્રહ્મ સંબંધી જ ચર્ચા કરવી, એમ બ્રહ્મ પરાયણ થઈ વિવેકીએ પોતાનો સમય વીતાડવો જોઇએ. સર્વ કેવળ ચૈતન્યરૂપ છે, એમ વિવેકીએ જાણવું. જેવી રીતે ઘટાકાશ તથા મઠાકાશ મહાકાશને વિશે સ્થિતિ કરી રહેલ છે, તેમ ચિદાકાશમાં જીવ તથા ઈશ્વર રહેલ છે. જે મનુષ્ય અદ્વિતીય બ્રહ્મને ઓળખતા નથી, તેઓને કદી મુક્તિ મળતી નથી. આ સંસાર કેવળ દીર્ઘ સ્વરૂપ અથવા તો દીર્ઘ મનોરાજ્ય રૂપે છે. જેવી રીતે ઘડાનો નાશ થાય છે તેની સાથે તેનું આકાશ મહાકાશમાં જઈ મળે છે, તેજ પ્રમાણે શરીરનો નાશ થવાથી આત્માનો નાશ નથી. જે રીતે ઝાંઝવાનું જળ મરૂ ભૂમિથી ભિન્ન નથી તે જ રીતે જગત્ ચૈતન્યથી ભિન્ન નથી. સર્વ ઇન્દ્રિયોના સ્વામી રૂપ મન છે, મનના સ્વામી રૂપ પ્રાણ છે તથા પ્રાણના સ્વામી રૂપે લય છે. ચિત્તનો નિરોધ કરવા માટે સર્વ પ્રકારની ચિંતાનો ત્યાગ કરી સાવધાન મનથી નાદનું અનુસંધાન કરવું જોઇએ. મુમુક્ષુએ એમ ધારવું જોઇએ કે, હું આનંદ રૂપે, અખંડ બોધ રૂપે, માયાથી પરરૂપે, ચૈતન્ય ઘનરૂપે તથા સર્વ દુઃખના અવિષય રૂપ છું. યોગીએ માનવું કે જેવી રીતે છીપમાં રૂપું કલ્પિત છે તેમ મારામાં જગત્ કલ્પિત છે. હું શરીર રૂપે, પ્રાણ રૂપે અથવા તો જગત્ આદિ રૂપે નથી, પણ હું બ્રહ્મરૂપ છું, એમ વિદ્વાને ભાવના કરવી જોઇએ. જેમ જળના ચાલનથી સૂર્યના બિંબનું ચાલન થાય છે, પણ ખરા સૂર્યમાં ચંચળતા થતી નથી તેમ કારાદિના સંયોગને લીધે આત્મામાં ચંચળતા એ એક પ્રકારનો આસુરી ભાવ છે. આથી વેત્તા છું, એવું અભિમાન હોતું નથી. દરેક ના દોષો ખોળી કાઢવામાં ચતુર હોય છે શોધી કાઢવા પ્રીતીવાળો થાય તો તેને બ

ઋભુનો નિદાઘ પ્રતિ ઉપદેશઃ—જ્ઞાનની

ભાવિની તથા તુર્યગા.–સ્થૂલ અંશરૂપે વિશ્વ, સૂક્ષ્મ અંશરૂપે તૈજસ, બીજ અંશરૂપે પ્રાજ્ઞ તથા સાક્ષીઅંશરૂપેતુરીય છે. શુભેચ્છાઃ–સજ્જનોના સમાગમવડે જ્ઞાતવ્યને જાણવા માટેની જે ઇચ્છા તે. વિચારણાઃ–સજ્જનના અથવા તો શાસ્ત્રના સમાગમથી સદાચારમાં જે પ્રવૃત્તિ તે. તનુમાનસા–ઇન્દ્રિયોના વિષયોમાં મનની અપ્રીતિ તે. સત્વાપત્તિઃ–સત્વની આત્મારૂપે જે પ્રતીતિ થવી તે. અસંસક્તિઃ–વાસનાનો ક્ષય થવાથી ઉત્તમ વિષયમાં પણ આસક્તિ ન રહેવી તે. પદાર્થાભાવિની:–પરબ્રહ્મની પ્રેરણાની પ્રતીતિવડે સર્વ બ્રહ્મમય હોવાથી બાહ્યાભ્યંતર પદાર્થોની પ્રતીતિ તે. તુર્યગાઃ–બ્રહ્મમાં જ જે સ્થિતિ તે. આમાં પ્રથમની ત્રણ ભૂમિકાયુક્ત મનુષ્ય મુમુક્ષુ, ચોથી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્, પાંચમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વર, છઠ્ઠી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરીયાન્ તથા સાતમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. પ્રથમની ત્રણ ભૂમિકા જાગ્રતરૂપે, ચોથી ભૂમિકા સ્વપ્નરૂપે, પાંચમી ભૂમિકા સુષુપ્તિરૂપે, છઠ્ઠી ભૂમિકા ગાઢ સુષુપ્તિરૂપે તથા સાતમી ભૂમિકા ઘન સુષુપ્તિરૂપે કહેવાય છે. દ્રષ્ટા, દર્શન તથા દૃશ્ય આ ત્રણ પ્રકારની ત્રિપુટીનો ત્યાગ કરી બ્રહ્મનો મુમુક્ષુએ અનુભવ કરવો જોઇએ. જીવન્મુક્તનાં લક્ષણોઃ–સુખમાં જેને હર્ષ થતો નથી, દુઃખમાં જે કરમાતો નથી, પ્રારબ્ધને અનુસાર જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમા જે રહે છે, જે જાગ્રતમાં પણ સુષુપ્તિની સમાન રહે છે, જેનું જ્ઞાન સર્વપ્રકારની વાસનાથી રહિત હોય છે, જેને રાગદ્વેષાદિ થવા છતાં જેનું અંતઃકરણ આકાશના જેવું સ્વચ્છ રહે છે, હુંપણાની ભાવનાથી જે લેપાતો નથી, જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી તેમજ લોકોથી જે ઉદ્વેગ પામતો નથી, જે ઇર્ષા,ભય આદિથી રહિત હોય છે, સમસ્ત વ્યવહાર કરતો છતો જે સર્વદા શીતળ રહે છે, જે સર્વ ભાવનાનો ત્યાગ કરી સર્વાત્મભાવમાં સંતોષ પામે છે, જે પરમ પવિત્ર પદમાં ક્ષોભરહિત ચિત્તવાળો થઇ વિશ્રાંતિ પામેલ છે, જેને સર્વવસ્તુ શિવરૂપ ભાસે છે, જેની બુદ્ધિ સર્વદા પરમતત્ત્વનો અનુભવ કરનારી છે, આવા જીવન્મુક્ત પુરુષનું દર્શન થવાથી અન્ય જીવ પાપમાંથી મુક્ત થાય છે. શરીરની અંદર કઠણ ભાગ પૃથ્વી તત્ત્વરૂપે, દ્રવ ભાગ જળરૂપે, પ્રકાશવાળો ભાગ તેજરૂપે, ગતિવાળો ભાગ વાયુરૂપે તથા અવકાશવાળો ભાગ આકાશરૂપે છે. આ રીતનું અંગ યોગવડે પવિત્ર થાય છે

યોગનાં આઠ અંગો છે.–જેવાંકે, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ.

---

## શાટચાયનીય ઉપનિષદ્ સાર)

### સંન્યાસ નિરૂપણ

મન એ જ મનુષ્યોના બંધ તથા મોક્ષનું કારણ છે. જ્યારે મન વિષયાસક્ત બને છે ત્યારે તે બંધનમાં પડેછે તથા જ્યારે વિષયાસક્તિથી રહિત થાય છે ત્યારે તે મુક્ત થાય છે. પુત્રાદિમાં મનુષ્યનું ચિત્ત જેવુ આસક્ત થાય છે તેવું જ જો પરબ્રહ્મમાં આસક્ત થાય તો મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થવી દુર્લભ નથી. આ રીતનું જ્ઞાન સત્ શાસ્ત્ર જાણ્યા વિના થતું નથી તથા જ્ઞાનવિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. આ જ્ઞાનપ્રાપ્તિ માટે સંસારપર વિરાગ થવો જોઇએ. પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સન્યાસ ગ્રહણ કરવો જોઇએ. સંન્યાસ ચાર પ્રકારનો છેઃ–કુટીચક, બહૂદક, હંસ તથા પરમહંસ. સંન્યાસીનુ કર્તવ્ય એ છે કે, તેણે ચિત્તને સર્વદા એકાગ્ર રાખવું, પરમાત્મા તથા ગુરુની સેવા કરવી, મન તથા વાણીને નિયમમાં રાખવાં, ઉપનિષદોનો અભ્યાસ કરવો તથા જીવભાવને બ્રહ્મભાવમાં હોમવો. સંન્યાસીઓ જ્ઞાનરૂપી દંડવાળા, જ્ઞાનરૂપી શિખાવાળા તથા જ્ઞાનરૂપી ઉપવીતવાળા કહેવાય છે. સંન્યાસીએ કામાદિવિકારનો ત્યાગ કરી માનાપમાનને સમાન ગણી વૃક્ષની માફક સ્થિર રહેવું જોઇએ. મુમુક્ષુએ સર્વદા પોતાની બુદ્ધિ બ્રહ્મ વિષે જ સ્થિર કરવી. અનેક શબ્દોનું ચિંતન કરવુ અથવા તો મોટાં મોટાં ભાષણો કરવાં, તે કેવળ મન તથા વાણીને શ્રમ આપનારાં છે. જે મનુષ્ય કામનાનો ત્યાગ કરે છે તેને જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. ગુરૂ એ જ પરમ ધર્મ છે તથા ગુરૂ એજ પરમ ગતિ છે તથા જે પુરૂષને જેવી પરમાત્મામાં ભક્તિ છે તેવી જ ગુરૂમાં ભક્તિછે, તેવા સાધકને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

---

## હયગ્રીવ ઉપનિષદ્ ( સાર )

### નારદ તથા બ્રહ્માનો સંવાદ

એક વેળા નારદમુનિ બ્રહ્મા પાસે આવ્યા તથા તેમને કહેવા લાગ્યા; હે બ્રહ્મન્! મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. ત્યારે બ્રહ્મા કહેવા લાગ્યા;

હે નારદ ! હયગ્રીવ દેવત્યના મંત્ર સિવાય અન્ય મંત્ર નથી તે જ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા ઇતિહાસરૂપે છે આ મંત્ર નીચે પ્રમાણે છે–ॐ श्री लहौं ॐ नमो भगवते हयग्रीवाय विष्णवे मह्य मेधां प्रज्ञां प्रयच्छ स्वाहा તેમજ ॐ श्रीं लहौं ऐं ऐं ऐं क्लीं क्लीं सौ सौ ह्रीं ॐ नमो भगवते हयग्रीवाय मह्यं मेधां प्रज्ञां प्रयच्छ स्वाहा આ રીતના હયગ્રીવના મંત્રનો જપ કરવાથી હયગ્રીવ સ્વરૂપે તે થાય છે આનો જપ કરવાવાળાની સર્વ પ્રકારની વાણીની સિદ્ધિ તથા આઠ પ્રકારના યોગની સિદ્ધિ પણ થાય છે. તે સર્વ પ્રકારના પાપમાંથી મુક્ત થાય છે તથા અંતે તેનો પરમાત્મામાં લય થાય છે

---

## દત્તાત્રેય ઉપનિષદ્ ( સાર )

### દત્તાત્રેયમંત્ર નિરૂપણ

द्रां આ એક અક્ષર તારણને કરનારો છે ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं द्रां આ ૭ અક્ષરનો મંત્ર સર્વ પ્રકારની સિદ્ધિને આપનારો છે. द्रां दत्तात्रेयाय नम આ આઠ અક્ષરનો મંત્ર છે ॐ आं ह्रीं क्रों एहि दत्तात्रेय स्वाहा એ બાર અક્ષરનો મંત્ર છે ॐ ऐं क्रों क्लीं क्लु ह्रां ह्रीं हु सौ दत्तात्रेयाय स्वाहा આ સોળ અક્ષરનો મંત્ર છે તથા આનો જે જપ કરે છે, તેને મોક્ષ મળે છે. दत्तात्रेय हरे कृष्ण उन्मत्तानन्ददायक । दिगम्बर मुने बाल पिशाच ज्ञानसागर આ મંત્ર સર્વ પ્રકારના દોષોને ટાળી શકે છે તથા આનો જપ કરનારને મોક્ષની પ્રાપ્તિ થાય છે

## ગરૂડોપનિષદ ( સાર )

### ગારુડ બ્રહ્મવિદ્યાનિરૂપણ

ગારૂડ બ્રહ્મવિદ્યા બ્રહ્માએ નારદને, નારદે બૃહત્સેનને, બૃહત્સેને ઇન્દ્રને, ઇન્દ્રે ભરદ્વાજને, ભરદ્વાજે જીવવાની ઇચ્છાવાળા પોતાના શિષ્યોને કહી हत विष नष्ट विष प्रनष्ट विष हतमिन्द्रस्य वज्रेणाविष हत ते ब्रह्मणा विषमिन्द्रस्य वज्रेण स्वाहा આ રીતનો ગરૂડ સંબંધી મંત્ર છે આ મંત્રના જપથી નાગનું, સર્પનું, વિછીનું, કરોળિયાનું, ઘોનું, ગરોળીનું તથા ઉંદરનું વિષ નાશ પામે છે વળી કહેલું કે જો તું વાસુકીનો દૂત હોય, અથવા વાસુકી પોતે હોય, તક્ષકનો દૂત હોય કે તક્ષક પોતે હોય, કર્કોટકનો દૂત હોય કે કર્કોટક પોતે હોય,

પ્યતાને તથા સાયુજ્યતાને પામે છે. આ સોળ અક્ષરનો મંત્ર સા-ડાત્રણ કરોડ વાર જે જપે છે, તે બ્રહ્મહત્યાથી તથા વીરહત્યાથી મુક્ત થાય છે. સોનું ચોર્યું હોય છતાં તે પવિત્ર થાય છે. દેવ, પિતૃ તથા મનુષ્યનો કંઇ અપકાર કર્યો હોય તો તેમાંથી પવિત્ર થાય છે. તે સર્વ ધર્મના પરિત્યાગરૂપી પાપમાંથી જલદી પવિત્રતાને પામે છે. તથા જલદી મુક્તિ મેળવે છે.

---

# જાબાલિ ઉપનિષદ્ (સાર)

## પૈપ્પલાદિ તથા જાબાલીનો સંવાદ

પૈપ્પલાદિ નામના મુનિ ભગવાન્ જાબાલિને પૂછવા લાગ્યા, હે ભગવન્! મને આપ પરમ તત્ત્વનું રહસ્ય કહો. તત્ત્વ, જીવ, પશુ, ઇશ તથા મોક્ષનો ઉપાય શો છે? ત્યારે જાબાલિએ કહ્યું; તેં ઘણો જ સારો પ્રશ્ન પૂછયો. જે પ્રમાણે હું જાણું છું, તે રીતે આ સર્વ હું તને કહીશ. આ બ્રહ્મવિદ્યા હું ષડાનન પાસેથી તથા ષડાનન મહાદેવ પાસેથી શીખ્યા છે. પૈપલાદિએ કહ્યું કે, મહાદેવે કેવી રીતે જાણ્યું. ત્યારે જાબાલિએ કહ્યું કે, તેણે ઉપાસનાથી આ રહસ્ય જાણ્યું. પૈપલાદિએ કહ્યું, હે ભગવન્ આ સર્વે રહસ્ય મને કહો. જાબાલિએ કહ્યુંઃ પશુપાંત તત્ત્વરૂપે છે. જીવ અહંકારથી આવૃત થએલો છે. જ્યારે જીવ તૃણનું ભક્ષણ કરનાર, વિવેકથી રહિત, પારકાથી દોરવાયેલ, કૃષિ આદિ કર્મમાં નિયોજાયલો, સર્વને સહન કરવાવાળો તથા સ્વામીવડે બાંધવામાં આવે છે ત્યારે તે જીવને પશુ કહેવામાં આવે છે. જે સર્વજ્ઞ તથા પશુપતિરૂપ છે તે ઇશ કહેવાય છે. જ્ઞાન કયા સાધનવડે થાય છે, એમ પૂછતાં કહ્યું કે, ભસ્મ ધારણ કરવાવડે જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. 'સદ્યોજાત' આદિ પાંચ મંત્રવડે ભસ્મ લેવી, 'અગ્નિરિતિ' મંત્રવડે ભસ્મને મંત્રી, 'માનસ્તોક' મંત્રવડે જળવડે એકઠી કરી શિર, લલાટ, વક્ષ તથા સ્કંધપર ત્રણ ત્રણ રેખા કરવી. આમ કરવાથી ફરી તેનો જન્મ થતો નથી. સનત્કુમારનામના મુનિ આ ત્રણ રેખાના ધારણનું પ્રમાણ પૂછે છે. ત્યાં જણાવ્યું છે કે, પ્રથમ રેખા ગાર્હપત્યરૂપ, અકારરૂપ, રજોરૂપ, ભૂર્લોકરૂપ, સ્વાત્મારૂપ, ક્રિયાશક્તિરૂપ, ઋગ્વેદરૂપ, પ્રાતઃસવનરૂપ તથા પ્રજાપતિરૂપ છે. બીજી રેખા દક્ષિણાગ્નિરૂપ, ઉકારરૂપ, સત્ત્વરૂપ, અંતરિક્ષરૂપ અંતરાત્મારૂપ, ઇચ્છાશક્તિરૂપ,

રૂપે છું, એમ ચિંતવવું તે શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. ય તેમજ શબ્દની ઉપેક્ષા કરી સ્વાનુભવની પ્રીતિવડે જે સમાધિ, નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી ાની અજ્ઞાન ગ્રંથિઓનો નાશ થાય છે, સર્વ સંશયો છેદાઇ ા છે તથા કર્મ ક્ષય પામે છે. જે જાણે છે કે જીવપણું તથા રપણું મારામાં કલ્પિત છે, તે મુક્ત થાય છે.

---

## બહ્વૃચા ઉપનિષદ ( સાર )

### શક્તિનિરૂપણ

પ્રથમ એક દેવી હતાં. તેણે આ જગતને સરજ્યું. તેમનાથી ાથી લઈ સ્તંભપર્યંત સર્વ પદાર્થો થયા. ત્રણ શરીરરૂપ ત્રણ પુરમાં ુતારાં હોવાથી તે ત્રિપુરસુંદરી કહેવાય છે. તે જ પ્રત્યક્ ચૈત-રૂપે તથા આત્મારૂપે છે. આ ત્રિપુર સુંદરી સન્માત્રરૂપે, ચિન્મા-રૂપે તથા આનંદરૂપે છે. તમે, સર્વ દેવો તથા સર્વ વિશ્વ ત્રિપુર સુંદરીરૂપે છે. હું બ્રહ્મ છું, આત્મા બ્રહ્મ છે ઇત્યાદિ વેદાંતનાં ાક્યોવડે ચિત્કલા જ કહેવાય છે. આ ત્રિપુરસુંદરીનાં બાલા, અં-બિકા, ચામુંડા, ચંડા, વારાહી, ધૂમાવતી, સાવિત્રી, સરસ્વતી ઇત્યાદિ અનેક નામો છે.

---

## મુક્તિ ઉપનિષદ ( સાર )

### રામચંદ્ર તથા હનુમાનનો સંવાદ

રામચંદ્રનો હનુમાન્ પ્રતિ ઉપદેશઃ–વેદોની ઉત્પત્તિ પરમાત્મા-માંથી થઈ છે. ઉપનિષદો વેદોમાં રહેલાં છે. વેદો ચાર છેઃ–ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વ વેદ. ઋગ્વેદની એકવીશ, એકસોને એક યજુર્વેદની તથા સહસ્ર સામવેદની શાખા છે અને અથર્વવેદની પચાશ શાખા છે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કેવળ માંડૂક્ય ઉપનિષદ્ બસ છે. જો તેનું અધ્યયન કર્યા છતાં જ્ઞાનની પ્રાપ્તિ ન થાય તો પછી ઇશાવાસ્યાદિ દશ ઉપનિષદોનું અધ્યયન કરવું. જો ઉપનિ-ષદથી જ્ઞાન દૃઢ ન થાય તો પ્રથમનાં બત્રીશ ઉપનિષદોનું અધ્યયન કરવું. વધારે જ્ઞાનની ઇચ્છા હોય તો બધાં મળીને ૧૦૮ ઉપનિષદો છે તે સર્વનું તું અધ્યયન કર. આ ઉપનિષદો નીચે પ્રમાણે છેઃ– ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, બ્રહ્મ, કૈવલ્ય, જાબાલ, શ્વેતાશ્વતર, હંસ, આરુણિ,